શ્રી સ્વામીનારાયણાય નમઃ

## શ્રી એકાદશીના જાગરણનાં

# કીર્તનો.



॥ શ્રી સ્વામિનારાયણ સત્ય છે ॥

# શ્રી એકાદશીના જાગરણનાં

# કીર્તનો



સદ્‌ગુરુ શ્રી બ્રહ્માનંદ સ્વામી કૃત કીર્તન



છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રીજીનો દાસાનુદાસ

શા. બાપાલાલ છગનલાલ સુંદરીઆણાવાળા

અમદાવાદ.



સંવત ૧૯૮૧ પ્રત ૨૦૦૦. સન ૧૯૨૫

આવૃતિ ત્રીજી

# પ્રસ્તાવના.

એકાદશીને દિવસે દશ ઇંદ્રિયોને અગીઆરમું મન પોતપોતાના વિષયોમાંથી પાછાં વાળી અક્ષરાતીત પ્રત્યક્ષ પુરૂષોત્તમ શ્રી સ્વામિનારાયણની મૂર્તિમાં જોડવાં ને ભગવત્ સંબંધી કથા વાર્તા કીર્તનાદિક નવધા ભક્તિમાં દિવસ નિર્ગમન કરવો, તથા રાત્રિએ જાગરણ કરવું, એમ શ્રીજી મહારાજે સત્સંગીજીવનમાં તથા વચનામૃતમાં કહેલું છે. વળી શ્રીજી મહારાજે એમ કહેલું છે કે જો બ્રહ્માનંદ સ્વામીનાં સો કીર્તન મૂર્તિનાં ચિંતવન સહિત, એકાગ્ર વૃત્તિથી પ્રેમમગન થઇને, પ્રતિદિન ગાય, તો શ્રીજી મહારાજને વિષે અપૂર્વ પ્રેમલક્ષણા ભક્તિ ઉદય થાય. હવે જો નિત્ય પ્રત્યે સો કીર્તન તેવી રીતે ન ગવાય, પરંતુ એકાદશીને દિવસે ગાય તોપણ તેવું ફળ જરૂર થાય. માટે આ ચોપડીની અંદર સદ્ગુરુ શ્રી બ્રહ્માનંદ સ્વામીનાં કીર્તન છાપ્યાં છે તે સર્વે સંતમંડલ બ્રહ્મચારી પાર્ષદ તથા સાંખ્યયોગી સર્વે હરિભક્ત અને બાઇ ભાઈ સર્વેએ એકાદશીની રાત્રિએ પોતાની યથાશક્તિ જાગરણ કરીને સ્નેહ સહિત શ્રદ્ધાપૂર્વક અવશ્ય ગાવાં એ પ્રમાણે જે વર્તશે તેના ઉપર શ્રીજી મહારાજની ઘણી પ્રસન્નતા થશે. વળી સદ્ગુરુ શ્રી મુક્તાનંદ સ્વામિનું માળાનું કીર્તન છાપ્યું છે, તે માળા ફેરવવાની રીત શ્રીજી

મહારાજે આપેલી છે, તો તે પ્રમાણે અંગો અંગ ધારીને માળા ફેરવે તો તેનો જીવ વૃદ્ધિને પામે ને તેને ઘણો સમાસ થાય. તેમજ પ્રેમાનંદ સ્વામી અને મુક્તાનંદ સ્વામીનાં કીર્તનોથી શ્રીજી મહારાજની મૂર્તિમાં સ્નેહની વૃદ્ધિ જરૂર થશે. એકાદશીની રાત્રિએ જાગરણ કરવાનું દરેક શાસ્ત્રમાં લખેલ છે તે પદ્ધતિ અક્ષરનિવાસી કૃપાળુ કાશીરામભાઇએ ચલાવ્યાથી તેમનો ઉપકાર માનીએ છીએ.

આ પુસ્તક શોધવામાં ભાઇ ત્રિભુવનદાસે મદદ કરી છે તેમના પર સંત હરિજનો પ્રસન્ન થશે.

લી. શ્રીજીનો દાસાનુદાસ ચરણસેવક

**બાપાલાલ છગનલાલના**

સાષ્ટાંગ દંડવત્ પ્રણામ





શ્રી

# એકાદશીના જાગરણનાં કીર્તનો.

## પદ રાગ ગરબી.

કોડે કોડે એકાદશી કીજીએરે, એવું વ્રત જાવા નવ દીજીએરે ।। કોડે ।। એવું વ્રત કરે તે ધન્ય માનવીરે, તે તો નાહ્યા કોટીકવાર જાહ્નવીરે ।। કોડે ।। ।। ૧ ।। જેણે વચન પ્રમાણે વ્રત આદર્યુંરે, તેણે કારજ પોતાનું સરવે કર્યુંરે ।। કોડે ।। ।। ૨ ।। એનો મહિમા મુનિવર ગાયછેરે, અવિનાશી મળ્યાનો ઉપાય છેરે ।। કોડે ।। ।। ૩ ।। બ્રહ્માનંદ કહે એમાં હરિ રહ્યા વસીરે, કીધી ઉદ્ધવ પ્રમાણે એકાદશીરે ।। કોડે ।।૪।। પદ ।।૧।।

હરિજન હોય તે હરિને ભજેરે, વ્રત એકાદશી તે કદી નવ તજેરે ।। હરિ ।। જાણે માત સમાન પરનારનેરે,

ગણે તુચ્છ સરીખો સંસારનેરે ॥ હરિ ॥ ૧ ॥ મદ્ય માંસ હરામ જેને નવ ખપેરે, જીભે રાત દિવસ પ્રભુને જપેરે ॥ હરિ ॥ ૨ ॥ માયા જીવ ઇશ્વરના જાણે મર્મનેરે, રટે બ્રહ્મ થઇને પરબ્રહ્મનેરે ॥ હરિ ॥ ૩ ॥ બ્રહ્માનંદના વાલાની છબી ઉર ધરેરે, મતવાલો થઇને જગમાં ફરેરે ॥ હરિ ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

ભલે આવી અનુપમ એકાદશીરે, જ્યારે વાલે મુજ સામું જોયું હસીરે ॥ ભલે ॥ આજ વાધી આનંદ કેરી વેલડીરે, થૈ રસિયા સંગાથે રંગ રેલડીરે ॥ ભલે ॥ ૧ ॥ લટકાળા કુંવર નંદલાલનીરે, ચિત્તડામાં ખુંતી છે છબી ચાલનીરે ॥ ભલે ॥ ૨ ॥ રંગભીનો રમે રસ રંગમાંરે, અતિ આનંદ થયો છે મારા અંગમાંરે ॥ ભલે ॥ ૩ ॥ પ્રીતિ જાણી રસીલો વચને પળ્યારે, બ્રહ્માનંદનો વાલો મુજને મળ્યા રે ॥ ભલે ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

ધન્ય ધન્ય એકાદશી આજનીરે, રૂડી નિરખી છબી વ્રજરાજનીરે ॥ ધન્ય ॥ ફુલડાનાં છોગાં તે ચિત્તમાં ધર્યાંરે, તે જોઇને મારાં નેણાં ઠર્યાંરે ॥ ધન્ય ॥ ૧ ॥ ભાળી કેસર તિલક રૂડું ભાલમાંરે, મારી લગની લાગી છે નંદલાલમાંરે ॥ ધન્ય ॥ ૨ ॥ વાંકી ભ્રકુટીમાં મન

મારૂં ભમેરે, હવે બીજું દીઠું તે મુને નવ ગમેરે ॥ ધન્ય ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે રૂપાળી એની આંખડીરે, પ્યારી લાલ કમળકેરી પાંખડીરે ॥ ધન્ય ॥ ૧ ॥ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી

ઓછવની પ્યારી કેશવની, આજ એકાદશી ઓછવની કોટીક ગૌકેરાં દાન કરે પણ, નાવે તોલે એના લવની ॥ આજ ॥ ૧ ॥ મંગળ રૂપ સદા સુખકારી, વ્હાલી નિધિ જન વૈષ્ણવની ॥ આજ ॥ ૨ ॥ વચન પ્રમાણે કરે વ્રત જેનું, ત્રાસ મટે મૃત્યુ ભવની ॥આજ॥ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે વ્રત કરવું, એમ આજ્ઞા સ્વામી ઉદ્ધવની ॥ આજ ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

હરખ અતિ ભેટયા કૃષ્ણપતિ, આજ એકાદશી હરખ અતિ, મનમોહન મારે મંદિર આવ્યા, અધિક થઇ હું તો પુણ્યવતી ॥ આજ ॥ ૧ ॥ પીતાંબર આભુષણ પેરી, ચાલંતા વાલો હંસગતિ ॥ આજ ॥ ॥૨॥ પુરૂષોત્તમ પૂરણ વર પામી, રહી નહિ ખામી હવે એક રતિ ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરિવર વરતાં ચૌદ ભુવનમાં હું થઇરે છતી ॥ આજ ॥ ૪ ॥ પદ ૨॥

માવ મળ્યા તન તાપ ટળ્યા, આજ એકાદશી માવ મળ્યા; પૂર્વજન્મની પ્રીતિ જાણીને, આવીને અમ પર અઢળ ઢળ્યા ॥ આજ ॥ ૧ ॥ મુનિવર ધ્યાન ધરી ધરી થાકયા, કોઇથી વ્હાલો નવ જાય કળ્યા ॥આજ॥ ॥ ૨ ॥ મારૂં સંદિરિયું પોતાનું રે જાણી, ભુધર સુખ દુઃખ માંહીં ભળ્યા ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરિવર પામી, આનંદ કેરા ઓઘ વળ્યા ॥ આજ ॥ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

સુફળ ફળી હું તો હરિને મળી, આજ એકાદશી સુફળ ફળી, ચોંપ કરી નટનાગર સારૂ, સેજ સજી કાજુ કુસુમકળી ॥ આજ ॥ ૧ ॥ રસબસ હોઇ રહી રસિયા સંગ, જ્યું મીસરી પય માંહી ભળી ॥ આજ ॥ ॥ ૨ ॥ નિત નિત પ્રેમ રહું ઉર ધરતી, હરિચરણે મન-વૃત્તિ હળી ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરિવર વરીયા, જન્મ મરણ કેરી શંકા ટળી ॥ આજ ॥ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી

અલબેલાજી પ્રાણઆધારરે તમ પર વારીરે, તારે

નેણે તે નંદકુમારરે; મોહી વ્રજનારીરે ॥ ૧ ॥ છોગા-વાળા મનોહર છેલરે, નંદજીના લાલારે; ગુણવંતા આવીશ તારી ગેલરે, વ્રજપતિ વ્હાલારે ॥ ૨ ॥ મીઠા-બોલા રંગીલા માવરે, લાગ્યો છે નેડોરે; નહીં મેલું હું નટવર નાવરે, કાન તારો કેડોરે ॥ ૩ ॥ છબી જોઇને અલોકીક શામરે, મોહ્યું મન મારૂંરે; બ્રહ્મમુનિ કે ધન તન, ધામ તારા નામપર વારૂંરે ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

મારા જનમ સંગાથી જદુરાયરે, ગિરિવરધારીરે; તારી મૂર્ત્તિ વસી છે ઉરમાંયરે, ન મેલું ઘડી ન્યારીરે ॥ ૧ ॥ તમ સાથે રંગીલા નાથરે, બાંધી છે બેલીરે; મારો હેતં ઝાલ્યો છે તમે હાથરે, ન દેશો મેલીરે ॥૨॥ મારા પ્રીતમ જીવનપ્રાણ રે, જીવું છું જોઇને રે; તમ સંગે કરી છે ઓળખાણરે, લોક લજ્જા ખોઇનેરે ॥૩॥ રસીયાજી મારે ઘેર રાતરે, આવીને રોનેરે; બ્રહ્મમુનિ કહે દીલડાની વાતરે, એકાંતે આવી કોનેરે ॥ ૪ ॥ ॥ પદ ॥ ૨ ॥

આજ ગઇતી કાળંદ્રીને તીરરે, ભરવાને પાણીરે; મેં તો જોયા ત્યાં બળભદ્ર વીરરે, મોહન દાણીરે ॥૧॥ શોભે ફુલડાનો તોરો એને શીશરે, કસુંબલ ફેટોરે;

ઉભા ડોલરીઓ જગદીશરે, રંગીલો ઓઢી રેંટોરે ॥૨॥
કર્યું તિલક કેસર કેરૂં ભાલરે, ફુલડાંની માળારે; વાલો
ચાલે છે હંસ કેરી ચાલરે, લાગે છે રૂપાળારે ॥ ૩ ॥
ખેલે સર્વે ગોવાળાને સાથરે, આનંદી અલબેલોરે;
જોયા બ્રહ્મમુનિનો નાથરે, રંગડાનો રેલોરે ॥૪॥પદ ૩॥

તારી નવલ છબી નંદલાલ રે, પ્રીતમ પ્યારા રે;
હું તો નિરખીને થઈ છું નિહાલરે, જીવન મારારે
॥ ૧ ॥ મુખે બોલો મનોહર વેણરે, અતી સુખકારીરે,
મારી લગની લાગી છે દિનરેણરે, કુંજવિહારીરે ॥૨॥
શોભે સોનેરી શિરપાવરે, કાનુંમાં મોતીરે; મારા
રસિયા માણીગર માવરે, રહું છું નિત જોતીરે ॥ ૩ ॥
મારા હૈડામાં નાથ હમેશરે, દર્શન દેજ્યોરે; બ્રહ્મમુનિ
કહે નટવરવેશરે, આંખડલીમાં રેજ્યોરે ॥ ૪ ॥પદ॥૪॥

## પદ રાગ ગરબી

આવોને ઓરા છેલછબીલા મારી શેરીએ, આવોને
ઓરા હેતે કરીને સામું હેરીએ ॥ ૧ ॥ આવોને ઓરા
લાવો મજ્યાનો આપણ લીજીએ, આવોને ઓરા કાના
એકાંતે વાતું કીજીયે ॥ ૨ ॥ આવોને ઓરા ખાંતે

કરીને આપણ ખેલીએ, આવોને ઓરા માથે કલંગી સુંદર મેલીયે ॥ ૩ ॥ આવોને ઓરા ફુલડે બીછાઇ મેં તો સેજડી, આવોને ઓરા હાથ જોડીને આગે છું ખડી ॥ ૪ ॥ આવોને ઓરા મનડાં મળ્યાં તે નથી છુટતાં, આવોને ઓરા દુરીજન દેખીને છોને કુટતાં ॥ ૫ ॥ આવોને ઓરા પ્રગટ થયા અમારે કારણે, આવોને ઓરા બ્રહ્માનંદ જાય તમારે વારણે ॥ ૬ ॥ પદ ॥ ૧ ॥

પધારો નાથ વાટ જોઇને ઉભી ક્યારની, પધારો નાથ શંકા તજી છે મેં સંસારની ॥ ૧ ॥ પધારો નાથ મંદિર અમારે રંગ માણીયે, પધારો નાથ અવગુણ અમારા ચિત્ત ન આણીયે ॥ ૨ ॥ પધારો નાથ તમને વધાવું મોતીડે કરી, પધારો નાથ પ્યારા રાખીશ હૈયા ઉપરે ॥ ૩ ॥ પધારો નાથ માથા સાટે વરી છું રાજને, પધારો નાથ મેલી લોકડીયાની લાજને ॥ ૪ ॥ પધારો નાથ ચિતડું મોહ્યું તમારી ચાલમાં, પધારો નાથ ભૂધર લખ્યા છો મારા ભાલમાં ॥ ૫ ॥ પધારો નાથ છેલ છબીલા કુંવર નંદના, પધારો નાથ વાલા રસીલા બ્રહ્માનંદના ॥ ૬ ॥ પદ ॥ ૨ ॥

છબીલા છેલ દૂર ફરોછો શીદ ડોલતા, છબીલા છેલ અમથી શા માટે નથી બોલતા ॥ ૧ ॥ છબીલા છેલ અમને તમારો એક આશરો, છબીલા છેલ મનમાં ન ગોઠે પીયર સાસરો ॥ ૨ ॥ છબીલા છેલ વાલપ લાગી તમારા વેણુમાં, છબીલા છેલ આવોને રાખશું જો નેણમાં ॥ ૩ ॥ છબીલા છેલ મુજને લાગી તમારી આંખડી, છબીલા છેલ પ્યારા પધારો પેરી ચાંખડી ॥ ૪ ॥ છબીલા છેલ ભાવ કરીને આવો ભેટવા, છબીલા છેલ મનડાની દાઝયું સરવે મેટવા ॥ ૫ ॥ છબીલા છેલ આળસ મેલીને હવે આવીયે, છબીલા છેલ બ્રહ્માનંદને હસી બોલાવીયે ॥ ૬ ॥ પદ ॥ ૩ ॥

રંગીલા કાન અરજી અમારી એક ઝીલીએ, રંગીલા કાન મનની આંટી તે હવે મેલીએ ॥ ૧ ॥ રંગીલા કાન રોને આવીને આંહિં રાતડી, રંગીલા કાન વાલપની કરીએ જો વાતડી ॥૨॥ રંગીલા કાન ઝાઝું તમને શું કહી દાખીએ, રંગીલા કાન રાંકુંથી રીસ નવ રાખીએ ॥ ૩ ॥ રંગીલા કાનછેટે રેવું તે વારી નવ ઘટે, રંગીલા કાન મળ્યા વિના તે પીડા નવ મટે ॥ ૫ ॥ રંગીલા કાન પ્રીત કરીને અમને પરહર્યાં, રંગીલા કાન કુબ-જા

નાં ઘર તે પોતાનાં કર્યાં ॥ ૫ ॥ રંગીલા કાન બ્રહ્માનંદની અરજી તે સાંભળો, રંગીલા કાન આવી એકાંતે મુજને મળો ॥ ૬ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ કાફી ગરબી

હરિ હૈયાના હાર છો જીરે તમે હરિ હૈયાના હાર છો, સેજતણા શણગાર છો જીરે તમે હરિ હૈયાના હાર છો ॥ મુખથી શું ઘણું કહીએ મોહનરે, પ્રાણ તણા આધાર છો જીરે ॥ તમે ॥ ૧ ॥ વાલપણામાં અતિશે વાલા રે, નટવર નંદકુમાર છો જીરે ॥ તમે ॥ ૨ ॥ દુરીજનીયાંને દૂર ઘણા છો રે, પ્રેમી તે જનના પ્રાણ છો જીરે ॥ તમે ॥ ૩ ॥ મુક્તાનંદ કહે નરનાટક ધરીરે, શરણાગતના સાર છો જીરે ॥ તમે ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

નયણાં ઠરે છે જોઇનેરે મારાં નયણાં ઠરે છે જોઇને, રહી છું મોહન સંગ મોઇનેરે મારાં નયણાં ઠરે છે જોઇને ॥ જે દિનમાં દરશન નવ પામુંરે, તે દિન વીતે રોઇનેરે ॥ મારાં ॥ ૧ ॥ લોકડીયાંની લાજ ન રાખુંરે, કે મારાં વેણુ વગોઇનેરે ॥ મારાં ॥ ૨ ॥ શ્યામ વિના હું ચૌદ ભુવનમાંરે, રંગે ન રાચું કોઇનેરે ॥ મારાં ॥

॥ ૩ ॥ મુક્તાનંદ મોહનવર પામીરે, કુળ મરજાદા ખોઇનેરે ॥ મારાં ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

મોયું નયણની સાનમાં રે, મન મોયું નયણની સાનમાં ॥ વાંસલડીના તાનમાં રે મન મોયું નયણની સાનમાં ॥ કામ ને કાજ મુને કાંઈ નવ સૂઝેરે, ગિરધરજીના ગાનમાં રે ॥ મન ॥ ૧ ॥ આંખડલી અણીયાળી જોઇનેરે, કુંડળની છબી કાનમાં રે ॥મન॥ ॥ ૨ ॥ મન ગમે તેમ મુખથી બોલુ રે, જાણે બેઠી છું રાનમાં રે ॥ મન ॥ ૩ ॥ મુક્તાનંદ કહે થઈ મતવાલી રે, વાલમજીના વાનમાં રે ॥ મન ॥ ૪ ॥ પદ ૩॥

કાનુડા સંગ મન લાગ્યું સહીયર મારૂં કાનુડા સંગ મન લાગ્યું ॥ પ્રેહનું તે બાણ ઉર વાગ્યું સહીયર મારૂં કાનુડા સંગ મન લાગ્યું ॥ શ્યામ વિના હું ચૌદ ભુવનમાં રે, અળગી તે નવ અનુરાગું ॥ સહીયર ॥ ૧ ॥ મોહનવર સાથે મન માન્યુ રે, બીજું તે કાંઈ નવ માગું ॥ સહીયર ॥ ૨ ॥ ફુલડે સેજ સમારી સુંદરરે, વાટડી જોઈ જોઇ જાગું ॥ સહીયર ॥ ॥ ૩ ॥ મુક્તાનંદ મોહનવર મળતાં રે, જન્મ મરણ દુઃખ ભાંગ્યું ॥ સહીયર ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## રાગ ગરબી.

સખી ગોકુળ ગામના ચોકમાં રે, ખાંતે માંડયો રસીલે ખેલ; રમે રાસ રંગીલો રંગમાં રે, ચહુકોરે સખાની મંડળીરે; ઉભા વચમાં છેલો અલબેલ ॥રમો॥ ॥ ૧ ॥ સખી ચાલોને જઇએ દેખવારે, વાલે પહેર્યાછે વસ્ત્ર શોભીત ॥ રમે ॥ ૨ ॥ તાળી પાડે રૂપાળી તાનમાંરે, મુખે ગાવે મનોહર ગીત ॥ રમે ॥ ૩ ॥ શોભા બની સલુણા શ્યામનીરે, ઉભી વ્રજની નારી જોવા કાજ ॥ ॥ રમે ॥ ૪ ॥ હસી હેરે છબીલો હેતમાં રે, બ્રહ્માનંદનો વાલો વ્રજરાજ ॥ રમે ॥ પદ ॥ ૧ ॥

સખી નંદમહરને આંગણેરે, ગોપી આનંદ મંગળ ગાય; છબી જોને સનેહી શ્યામનીરે, મરમાળે અખાડો માંડીયોરે; કાજુ આસોપાલવની છાંય ॥ છબી ॥ ૧ ॥ વાલે પ્રીતે કરીને પહેરીયોરે, રૂડો સોનેરી સુરવાળ ॥ ॥ છબી ॥ ૨ ॥ સખી ફરતાં તે લાગે ફુટડીરે, ઝીણી અંગરખીની ચાળ ॥ છબી ॥ ૩ ॥ બહુમૂલી મોળીડું બાંધીયુંરે, કાજુ ઝળકે સોનેરી કોર ॥ છબી ॥ ૪ ॥ રૂડાં લટકાં કરે છે હાથનાં રે, બ્રહ્માનંદનો વાલો ચિત્ત ચોર ॥ છબી ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

સખી જોને ગોવાળાના સાથમાંરે, વાલો ફરે અલોકીક ફેર; કહી શોભા ન જાય પ્યારા કાનનીરે, છેલો ઠમકે માંડે પાવ હાવકારે; વાજે ધુઘરડીનો ઘેર ॥ કહી ॥ ॥ ૧ ॥ છાયું નવલ મોળીડું ફુલ છોગલેરે, રાજે નવલ કલંગી છબીદાર ॥ કહી ॥ ૨ ॥ રૂડો જામો પહેર્યોછે જરકશીરે, શોભે અંગો અંગ શણગાર ॥ કહી ॥ ૩ ॥ રંગભીના કાના કેરા રાસનીરે, છબી જોવા આવ્યા સુર વૃંદ ॥ કહી ॥ ૪ ॥ સખી નવલ કલંગી છબી ઉપરેરે, વારી જાય છે બ્રહ્માનંદ ॥ કહી ॥ ૫ ॥ પદ ॥ ૩ ॥

સખી આજ ગઇતી હું તો પાણીએરે, ઉભો છોગાવાળો રંગછેલ; મુને વહાલો લાગે કુંવર નંદનોરે, સખી જમનાને આરે ઝીલતાંરે; જોઇ ભરવી ભૂલી જળહેલ ॥ ॥ મુને ॥ ૧ ॥ સખી મંત્ર ભણીને નાખી મોહનીરે થઇ થકીત ન ચાલે મારા પાવ ॥ મુને ॥ ૨ ॥ સખી શું રે જાણું મુને શું કર્યું રે, મરમાળે રંગીલે માવ ॥ ॥ મુને ॥ ૩ ॥ સખી એની અલોકીક આંખડીરે, મારે ચોટી છે ચિતડામાંય ॥ મુને ॥ ૪ ॥ બ્રહ્માનંદના વાલાની મૂર્તિરે, વડી છૂટે મેલી કેમ જાય ॥ મુને ॥ ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

વાલા લાગો છો વિશ્વ આધારરે, સગપણ તમ સાથે; મેં તો સર્વે મેલ્યો સંસારરે ॥ સગ૦ ॥ ૧ ॥ મારા મનમાં વસ્યા છો આવી માવરે, સ૦ તમ સારૂ તજ્યું ધન ધામરે ॥ સ૦ ॥ ૨ ॥ મારૂં મનડું લોભાણું તમ સાથરે ॥ સ૦ ॥ મુને નથી બીજાની આશ રે ॥ સ૦ ॥ ॥ ૩ ॥ મારે માથે ધણી છો તમે એકરે ॥ સ૦ ॥ મારી અખંડ નિભાવજો ટેક રે ॥ સ૦ ॥ ૪ ॥ મેં તો દેહ ધર્યો છે તમ કાજ રે ॥ સ૦ ॥ તમને જોઇ મોહી વ્રજ-રાજરે ॥ સ૦ ॥ ૫ ॥ હું તો હેતે વેચાણી તમ હાથરે ॥ ॥ સ૦ ॥ છો બ્રહ્માનંદના નાથ રે ॥ સગ૦ ॥ ૬ ॥ ॥ પદ ॥ ૧ ॥

મારે આવ્યો અલૌકીક હાવ રે, કોઇ મુને શું કરશે; માથા સાટે વર્યા મેં તો માવ રે ॥ કો૦ ॥ ૧ ॥ હવે બળે છે જગમાં બલાય રે ॥ કો૦ ॥ મને ભેટયા છે ભુધરરાય રે ॥ કો૦ ॥ ૨ ॥ અતિ આનંદ થયો છે મારે અંગ રે ॥ કો૦ ॥ લાગ્યો રસિયાજીનો રંગ રે ॥ ॥ કો૦ ॥ ૩ ॥ થઇ જગમાં અલૌકીક જીત રે ॥

॥ કો૦ ॥ લાગી પુરણ સલુણા સાથે પ્રીત રે ॥ કો૦ ॥ ॥ ૪ ॥ મારે વાલે દીધું છે મુને માન રે ॥ કો૦ ॥ મુને કીધી સોહાગણ કાન રે ॥ કો૦ ॥ ૫ ॥ હવે થયો સંસારીડો ઝેર રે ॥ કો૦ ॥ બ્રહ્માનંદને વાલે કીધી મહેર રે ॥ કો૦ ॥ ૬ ॥ પદ ॥ ૨ ॥

જોઈ છેલછબીલાની ચાલ રે, મન મારૂં લોભાણું; વળી ભુરકી નાખી છે નંદલાલ રે ॥ મન૦ ॥ ૧ ॥ સૌ ઘેલી કહે છે સંસાર રે ॥ મન૦ ॥ મેં તો નિરખ્યા છે નંદકુમાર રે ॥ મન૦ ॥ ૨ ॥ કોઇ શાને કરો છો મારી છેડ રે ॥ મન૦ ॥ નહી મેલું કાનુડાની કેડ રે ॥ ॥ મન૦ ॥ ૩ ॥ સરવે ભુલી છું ગૃહડાનું કાજ રે ॥ ॥ મન૦ ॥ એક વ્હાલા કીધા છે વ્રજરાજ રે ॥ ॥ મન૦ ॥ ૪ ॥ હવે રટના લાગી છે દિનરાત રે ॥ ॥ મન૦ ॥ થઇ શિર સાટાની વાત રે ॥ મન૦ ॥ ૫ ॥ મુને કીધી માનેતી સહુ માંય રે ॥ મન૦ ॥ બ્રહ્માનંદને વાલે ઝાલી બાંય રે ॥ મન૦ ॥ ૬ ॥ પદ ॥ ૩ ॥

બારી કાઢી જગતની બીકરે, વરી હું તો વન-માળી; મેં તો સમજી વિચારી કીધું ઠીક રે ॥ વરી૦ ॥

॥ ૧ ॥ તુચ્છ જાણીને કીધું સર્વે ત્યાગ રે ॥ વરી૦ ॥ મોહી રસિક સલુણાને રાગ રે ॥ વરી૦ ॥ ૨ ॥ મુને ચટકી લાગી છે ચિત્તમાંય રે ॥ વરી૦ ॥ બીજું વ્હાલા વિના ન સોહાય રે ॥ વરી૦ ॥ ૩ ॥ મુને કાંઈ નવ સુઝે કાજ રે ॥ વરી૦ ॥ થયું હરિ વિના સર્વે હરામ રે ॥ વરી૦ ॥ ૪ ॥ હવે નિશંક થઈ છું નચિંત રે ॥ ॥ વરી૦ ॥ થઇ જગમાં અલોકીક જીત રે ॥ વરી૦ ॥ ॥ ૫ ॥ સમજી કીધું છે તન કુરબાન રે ॥ વરી૦ ॥ બ્રહ્માનંદના વાલાથી બાંધ્યા પ્રાણ રે ॥ વરી૦ ॥ ॥ ૬ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી

આજ મેં તો દીઠા વાલાને વાટ વ્હેતાં, નેણાં રોકયાં નથી રેતાં રે બેની ॥ આજ૦ ॥ પાઘડી બાંધી છે ત્રિલોક થકી ન્યારી, ધીરજ રેતી નથી મારી રે બેની ॥ ॥ આજ૦ ॥ ૧ ॥ ચોળ રંગીલો રૂડો મોળીડાનો છેડો, ભૂલી ભાળીને જળ બેડો રે બેની ॥ આજ૦ ॥ ૨ ॥ ટુણા ભર્યાં છે એના ફુલડાને તોરે, મનને તાણે છે જોરે જોરે રે બેની ॥ આજ૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદનો વાલો

કુંજનો વિલાસી, હૈડે વસી છે એની હાંસી રે બેની ॥
॥ આજ૦ ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

આજ વાલો ઉભા છે જમનાને આરે, મુર્તિ વસી છે મન મારે રે હેલી ॥ આજ૦ ॥ કેસરની આડ રૂડી નલવટ કીધી, આંખો વેચાતી કરી લીધી રે હેલી ॥ ॥ આજ૦ ॥ ૧ ॥ વાંકી ભ્રકુટિ મને લાગે અતિ વાલી, સર્વે મેલીને જાઉં ચાલી રે હેલી ॥ આજ૦ ॥ ૨ ॥ લોચન રંગીલાં તીખાં બાણ જેવાં લાગ્યાં, ઉંડાં ગરી ગયાં આઘાં રે હેલી ॥ આજ૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદનો વાલો કુંજનો વિહારી, છબીપર જાઉં બલહારી રે હેલી ॥ આજ૦ ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

આજ મને સામો મળ્યો છે અલબેલો, છોગાવાળો રંગ છેલો રે આલી ॥ આજ૦ ॥ મોંઘામુલી રે પહેરી મોતીડાની માળા, ભાલ કપોલ કેસરાળા રે આલી ॥ ॥ આજ૦ ॥ ૧ ॥ ગજરા પેર્યા છે ઘેરા રંગના ગુલાબી, શોભા ત્રિલોક કેરી દાબી રે આલી ॥ આજ૦ ॥ ૨ ॥ બાજુ કાજુ રે લીધા ફુલડાના બાંધી, ભ્રમર ભમે છે તાર સાંધી રે આલી ॥ આજ૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદનો

વાલો રંગડાનો ભરીયો, લઇને હયામાં ધરીયો રે આલી ॥ આજ૦ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

આજ મારે નંદનો નંદન ઘેર આવ્યા, મોંઘે મોંઘે મોતીડે વધાવ્યા રે સૈરો ॥ આજ૦ ॥ હસી બોલાવી મુને હેતમાંથી હેરી, રૈટો બાંધ્યો છે સોનેરી રે સૈરો ॥ ॥ આજ૦ ॥ ૧ ॥ સોનેરી કોરનું નાખેલ ખભે શેલું, રસિયે કીધી છે રંગ રેલું રે સૈરો ॥ આજ૦ ॥ ૨ ॥ ફુલડાનાં મેલ્યાં માથે છોગલાં રે ફરતાં, મુને નથી વીસરતાં રે સૈરો ॥ આજ૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદના વાલાથી પ્રીતડી બંધાણી, મેણું લીધું છે માથે તાણીરે સૈરો ॥ આજ૦ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## રાગ ગરબી.

નંદલાલો રે નંદલાલો, છે જો પ્રાણ થકી મુને વહાલો રે ॥ નં૦ ॥ ૧ ॥ એના ચરણ કમલની રેખું, જોઈ જન્મ સફળ મારો લેખું રે ॥ નં૦ ॥ ૨ ॥ નખ મંડળ અધિક તેજાળું, અંતરમાં કરે છે અજવાળું રે ॥ નં૦ ॥ ૩ ॥ પગ ઘુંટી અજબ ગોળ પ્યારી, એનું ધ્યાન ધરે છે ત્રિપરારી રે ॥ નં૦ ॥ ૪ ॥ ગિરિ-

ધરની નવલ પીંડી ગોરી, બ્રહ્માનંદની છે જીવનદોરી રે ॥ નં૦ ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

રંગભીનો રે રંગભીનો, એનો નિત્ય નિત્ય ભાવ નવીનો રે ॥ રં૦ ॥૧॥ જાનું જુગલ જોઇને સુખ થાયે, નિત્ય કમલા ચાંપે છે ચતુરાયે રે૦ ॥ રં ॥ ૨ ॥ દીલ હરખાવા છે ઉરૂ દીઠે, તે તો શોભે ગરુડ કેરી પીઠે રે ॥ રં૦ ॥૩॥ કટી નવલ પીતાંબર ભારી, કંદોરો જડીત સુખકારી રે ॥ રં૦ ॥ ૪ ॥ નાભી અજને થયાનું ઠેકાણું, બ્રહ્માનંદ ત્યાં મન લોભાણું રે ॥ રં૦ ॥ ૫ ॥ ॥ પદ ॥ ૨ ॥

અલબેલો રે અલબેલો, છોગાવાલો તે છેલ છબીલો રે ॥ અ૦ ॥ ૧ ॥ તુંડ ત્રિવલી અધિક રૂપાળી, જોઈ મગન રહે છે મહીવાળી રે ॥ અ૦ ॥ ૨ ॥ પેટ નરમ પોયણ કેરૂં પાનું, માંહી રહે છે બ્રહ્માંડ જુથ છાનું રે ॥ અ૦ ॥ ૩ ॥ છબીદાર ઉપડતી પહોળી છાતી, રહે અખંડ રંગ રાતી રે ॥ અ૦ ॥ ૪ ॥ કંઠ શંખ સરીખો કાજુ શોભે, બ્રહ્માનંદનું તે મનડું લોભે રે ॥ અ૦ ॥ ૫ ॥ પદ ॥ ૩ ॥

ગિરધારી રે ગિરધારી, એની મૂર્તિ લાગે છે મુને

પ્યારી રે ॥ ગિ૦ ॥ ૧ ॥ ભુજદંડ પ્રચંડ શોભે ભારી, કંઠે નાખી ડોલે છે વ્રજનારી રે ॥ ગિ૦ ॥ ૨ ॥ રૂડાં કુંડળ જડાઉં કાને રાજે, મુખ જોઇ કમલ શશિ લાજે રે ॥ ગિ૦ ॥ ૩ ॥ તિલ ત્રાજુું છે ગોર કપોલે, સુખ અનંત રહ્યાં છે એને ઓળે રે ॥ ગિ૦ ॥ ૪ ॥ નાસા નેણ તિલક છબી જોઇને, બ્રહ્માનંદ કહે રાખું છું ચિત્ત પ્રોઇને રે ॥ ગિ૦ ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

વાલા મારી શુધ બુધ તેં હરી લીધી રે, તારે લટકે વેરાગણ કીધી ॥ વાલા૦ ॥ તારી નવલ કલંગી દીઠી રે, મનડામાં લાગે અતિ મીઠી રે, જાણે જબર જાદુડાની ચીઠી ॥ વાલા૦ ॥ ૧ ॥ જોયું મોળીડું આંટે ફરતું રે, પળ એક નથી વિસરતું રે, મારૂં હૈડું ધીરજ નથી ધરતું ॥ વાલા૦ ॥ ૨ ॥ ભાલે આડ કેસર કેરી ભાળી રે, રેખું ત્રણ ઉપડતી રૂપાળી રે, જાણે મન પકડયાની છે જાળી ॥ વાલા૦ ॥ ૩ ॥ વાંકી ભ્રકુટિ ઘણી મન ભાવી રે, બ્રહ્માનંદને વસી ઉર આવી રે, જાણે શામ કબાણ ચડાવી ॥ વાલા૦ ॥ ૪ ॥ પદ ૧ ॥

પ્યારા તારી પ્યારી લાગે છે પાંપણીયાં રે, જોઇ

ભેખ લીધો મેં જોગણીયાં ॥ પ્યારા૦ ॥ તારાં લોચન-બાણ તિખડીયાં રે, ઘણાં જાદુ હથોડીના ઘડીયાં રે; આવી ઓચીંતાં મુજપર પડીયાં ॥ પ્યારા૦ ॥ ૧ ॥ તારી નાસિકા સુંદર નમણી રે, છે જો દીપક કીર લજમણી રે; એતો જીવનદોરી છે અમણી ॥ પ્યારા૦ ॥ ॥ ૨ ॥ કાને કુંડલ નૌતમ ધરીયાં રે, ભારે નંગ વળી રંગ ભરીયાં રે; આવી અંતરમાં ઉંડાં ગરીયાં રે ॥ ॥ પ્યારા૦ ॥ ૩ ॥ દીઠું મુખડું ચદા કેરે ડોળે રે, તિલ દક્ષિણ ગૌર કપોળે રે; બ્રહ્માનંદ કે મુનિ તેને ખોળે ॥ પ્યારા૦ ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

રૂડી તારી મુછની રેખા ઉપડતી રે, ચિત્ત ચોર્યું ચાલું લડથડતી ॥ રૂડી૦ ॥ હૈડામાં વસી મારે હાંસીરે, એને સમરે છે જોગ અભ્યાસી રે; જાણે પ્રેમતણી માંડી ફાંસી ॥ રૂડી૦ ॥ ૧ ॥ હેતે દંતબત્રીસી હેરી રે, ઠીક થઇને વૃત્તિ મારી ઠેરી રે; કાજુ કળીયું તે દાડમ કેરી ॥ રૂડી૦ ॥ ૨ ॥ વાલા મોરલી ધીરે સ્વરે વાજે રે, પ્રીતે અધર અમૃતરસ પાજો રે; જ્યાં જાઓ ત્યાં સાથે તેડી જાજો ॥ રૂડી૦ ॥ ૩ ॥ જ્યારે ચાવો છો પાન સોપારી રે, છોજ્યું આવે તંબોળની ભારી રે, તેનો બ્રહ્માનંદ અધિકારી ॥ રૂડી૦ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

કાના તારો કંઠ કહ્યામાં ન આવે રે, એતો કૌસ્તુભમણિને શોભાવે ॥ કાના૦ ॥ હૈડે પહેર્યો છે હાર હજારી રે, ભુજદંડ પ્રચંડ છે ભારી રે, નાખી કંઠ જીવે વ્રજનારી ॥ કાના૦ ॥ ૧ ॥ શોભે કમરે રેંટા સુધો સારો રે, જ્ઞાની ધ્યાનીનો દિનગુજારો રે, ચાલ જોઈ લાજે હંસ બિચારો ॥ કાના૦ ॥ ૨ ॥ રૂડી લાગે છે પગની આંગળીયું રે, નખ તેજ જાયે નહીં કળીયું રે; જાણે ચંદ્રતણી મંડળીયું ॥ કાના૦ ॥ ૩ ॥ રાજે ચરણે લાંબી ઉર્ધ્વ રેખું રે, હુંતો ધ્યાન વિના એને દેખું રે, બ્રહ્માનંદ કે જનમ ધન્ય લેખું ॥ કાના૦ ॥ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

તારો ચટક રંગીલો છેડલો અલબેલા રે, કાંઈ નવલ કસુંબી પાઘ રંગના રેલા રે; શિર અજબ કલંગી શોભતી ॥ અલ૦ ॥ હૈડામાં રાખ્યા લાગ ॥ ॥ રંગ ॥ ૧ ॥ મોળીડું છાયું મોતીએ ॥ અલ૦ ॥ ફુલડાની સુંદર ફોર ॥ રંગ૦ ॥ ૨ ॥ ઘેરે રંગે ગુચ્છ ગુલાબના ॥ અલ૦ ॥ જોઈ ભ્રમર ભમે તે ઠોર

॥ રંગ૦ ॥ ૩ ॥ તારી પાઘડલીના પેચમાં ॥ અલ૦ ॥ મારૂં ચિતડું થયું ચકચુર ॥ રંગ૦ ॥ ૪ ॥ બ્રહ્માનંદ કહે તારી મુરતી ॥ અલ૦ ॥ વણદીઠે ઘેલીતુર ॥રંગ૦॥ ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

કેસરનું તિલક સોહામણું ગિરધારી રે, ઝળકે છે સુંદર ભાલ જાઉં બલહારી રે, રસ રેખડલી વિલસી રહી ॥ ગિર૦ ॥ નિરખીને થઇ છું નિહાલ ॥ જાઉં૦ ॥ ॥ ૧ ॥ વારી બેહદ ભ્રકુટિ વાંકડી ॥ ગિર૦ ॥ જાણે કરડી શામ કબાણ ॥ જાઉં૦ ॥ ૨ ॥ રૂપાળી ટસરો રાતડી ॥ ગિર૦ ॥ લોચનિયાં તિખાંબાણ ॥ જાઉં૦ ॥ ॥ ૩ ॥ નાસા અણીયાળી નમણી ॥ ગિર૦ ॥ જોઇ લાજે દિપક કીર ॥ જાઉં૦ ॥ ૪ ॥ બ્રહ્માનંદ કહે જોઇ રહેતી નથી ॥ ગિર૦ ॥ ઉર દેવત્રિયાને ધીર ॥જાઉં૦॥ ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

કુંડળ બેઉ રાજે કાનમાં વ્રજચંદારે, સુંદર માંહી બિંદુ શ્યામ નંદના નંદા રે, રંગભીના તારા રૂપમાં ॥ વ્રજ૦ ॥ જોઈ લાજે કોટિક કામ ॥ નંદ૦ ॥ ૧ ॥ તિલનું એક નૌતમ ત્રાજવું ॥ વ્રજ૦ ॥ કંકોળેલ ગૌર કપોળ ॥ નંદ૦ ॥ ૨ ॥ તારા અધર પ્રવાળા

સરખા ॥ વ્રજ૦ ॥ છબી વદનકમળની ગોળ ॥નંદ૦॥ ॥ ૩ ॥ તારા દંત ડોલરીઆની કળી ॥ વ્રજ૦ ॥ વળી દાડમ કેરાં બીજ ॥ નંદ૦ ॥ ૪ ॥ બ્રહ્માનંદ કહે હાસ વિલાસમાં ॥ વ્રજ૦ ॥ રહી વ્રજનારી રંગભીંજ ॥ નંદ૦ ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

બાંયે બાજુ કાજુ બેરખા મુને પ્યારા રે, બહુ ઝૂલી લટકે બોર કામણગારા રે; હાથુંમાં પોંચી હેમની ॥ મુને૦ ॥ ખાસી તન ચંદનખોર ॥ કામ૦ ॥ ૧ ॥ બની શોભા વીંટી વેઢની ॥ મુને૦ ॥ હૈયે નવલ ગુલાબી હાર ॥ કામ૦ ॥ ૨ ॥ તારૂં રૂપ જોઇને ઘેલી ફરે ॥ મુને૦ ॥ ગોકુળીયા કેરી નાર ॥ કામ૦ ॥ ૩ ॥ જોઇ તેજ અલૌકિક અંગનું ॥ મુને૦ ॥ થયા ઝાંખા સુરજ ચંદ ॥ કામ૦ ॥ ૪ ॥ તારી નવલ છબીની ઉપરે ॥ મુને૦ ॥ બલહારી બ્રહ્માનંદ ॥ કામ૦ ॥ ૫ ॥ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

ઓરા આવો નટવર નાનડીયા, તમે મારા જીવ સાથે જડીયા ॥ ઓરા૦ ॥ શોભોછો સોનેરી પટકે,

છબી રંગચોળ તણે ચટકે, લીધું મન હાથ તણે લટકે ॥ ઓરા૦ ॥ ૧ ॥ કરી મેં તમ અરથે કાયા, લાગી છે મુખડાની માયા; જીવો ઘણું જસોદાના જાયા ॥ ઓરા૦ ॥ ૨ ॥ સુંદરવર લાગોછો સારા; ન મેલું એક ઘડી ન્યારા; છોજી મારા પ્રાણ થકી પ્યારા ॥ ઓરા૦ ॥ ૩ ॥ વાતું થકી દુખડાં વીસરીયે, જોઇ જોઇ અંતરમાં ઠરીયે; કાના આવો ગોઠડલી કરીયે ॥ ઓરા૦ ॥ ૪ ॥ કટિપર પીતાંબર કસીયા, હેતે નિત્ય બોલોછો હસીયા; બ્રહ્માનંદના વાલા રસીયા ॥ ઓરા૦ ॥ ૫ ॥ પદ ૧ ॥

વાજે હરિ વાંસલડી વાલા, લાડીલા નંદતણા લાલા ॥ વાજે૦ ટેક ॥ મોહ્યું મન બંસીના સ્વરમેં, ભરીછું આનંદના ભરમેં, નથી હવે રૈવાતું ઘરમેં ॥ વાજે૦ ॥ ॥ ૧ ॥ બુઝી સરવે અંતરની બળગું, બંસીમેં ચિત મારૂં વળગ્યું; અધક્ષણ ન થાયે અળગું ॥ વાજે૦ ॥ ॥ ૨ ॥ વેધાણી બંસીને નાદે, સુણુંછું સુંદર સવાદે, ગાવો હરિ ઉંચેરે સાદે ॥ વાજે૦ ॥ ૩ ॥ આવી છું સાંભળવા ઓળે, બંસી અતિ મરમાળી બોલે, સુણી દીલ વસીયર જ્યું ડોલે ॥ વાજે૦ ॥ ૪ ॥ બંસી મુંને

લાગે છે પ્યારી, ઘેરી ઘેરી વાજે ગિરધારી; બ્રહ્માનંદ જાયે બલહારી ॥ વાજે૦ ॥ ૫ ॥ પદ ૨ ॥

આવો આવો સુંદરવર ઓરા, જોઉં માથે ફુલડાના તોરા ॥ આવો ॥ મારૂં સરવે આવ્યું છે મજરે, દેખો છો અમૃતની નજરે; ગોઠયું મન ફુલાંને ગજરે ॥ આવો ॥ ૧ ॥ શોભે મુખ ઉપર તિલ ત્રાજુ, કપોળે ટીબકડી કાજુ, બહુ રૂડા લાગે છે બાજુ ॥ આવો૦ ॥ ॥ ૨ ॥ મનોહર મુરતી મનમાની, છુપાણી કેમ કરી રહે છાની, દેખી હું થઇછું દીવાની ॥ આવો૦ ॥ ૩ ॥ કેસરની આડય કરી ભાલે, વળી વળી બોલોછો વાલે, ચાલોછો હંસતણી ચાલે ॥ આવો૦ ॥ ૪ ॥ સુરંગી સુંથણલી ચંગી, અનુપમ પેરી છે અંગી, બ્રહ્માનંદના વાલા રંગી ॥ આવો૦ ॥ ૫ ॥ પદ ૩ ॥

છોજી તમે નંદતણા નંદા, ચતુરવર ગોકુળના ચંદા ॥ છોજી૦ ॥ કોડીલા કુંવર કાનુડા, નટવર સુંદર નાનુડા; રાજેશ્વર દીસો છો રૂડા ॥ છોજી૦ ॥ ૧ ॥ આંખ્યું તમારી અતિશે અણીયાળી, મનોહર સુંદર મરમાળી; રંગીલી મુર્તિ કૃપાળી ॥ છોજી૦ ॥ ૨ ॥ આવો ઘેર આવાને આવા, ખાંતે મહીમા ખણીસું ખાવા

મીઠું મીઠું બોલોને માવા ॥ છોગ્જી૦ ॥ ૩ ॥ પેરી તન જરકસીયા જામા, ચાલો આવો વાલમજી સામા; વાઓ રૂડી બંસી વિસામા ॥ છોગ્જી૦ ॥ ૪ ॥ કોઇ વિધિ જાઓ નહી કળીયા, હેતે તમે કોણુતણે હળીયા, વારી બ્રહ્માનંદના વાલા છળીયા ॥ છોગ્જી૦ ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

લાગ્યો મારે નટવરથી નેડો, હવે મેં તો શિર નાખ્યો છેડો રે ॥ લાગ્યો૦ ॥ કે સૌ મળીને મુજને વારી, કે અટકી મનવરતી મારી, કે ધણી મેં તો ધાર્યા ગિરધારી રે ॥ લાગ્યો૦ ॥ ૧ ॥ કે શું મતલબ મારે કોઇ સાથે, કે મેણું મારે મોહનનું માથે, કે હરિવર મુને ઝાલી હાથે રે ॥ લાગ્યો૦ ॥ ૨ ॥ કે મોડુવેલું સૌ જાવાનું, કે તે દેખીને શું થાવાનું, કે મેણું મારે અવિચળ માવાનું રે ॥ લાગ્યો૦ ॥ ૩ ॥ કે કોઇ કંઈ મુજને શું કરશે, કે ગજ ચડી શંકા કુણ ધરશે; કે શ્વાન ભસી ભસીને મરશે રે ॥ લાગ્યો૦ ॥૪॥ કે સમજીને મેં તો પગ ભરીયા, કે સરવે વિષયરસ વિસરીયા; કે બ્રહ્માનંદનો વ્હાલો વરીયા રે ॥ લાગ્યો૦ ॥ ૫ ॥ પદ ૧ ॥

લાગી મારે નટવરથી લગની, કે મરજાદા મેલી જગની રે ॥ લાગી૦ ॥ કે એક ટેક અંતર ધારી, કે સગાં કુટુંબ સહુ વિસારી; કે મનક્રમ વરીયા મોરારીરે ॥ લાગી૦ ॥ ૧ ॥ કે કર્યું મેં તો તનમન કુરબાણી, કે હરિ વિના ન વદું અન્ય વાણી, કે કાનકુંવરથી અટકાણી રે ॥ લાગી૦ ॥ ૨ ॥ કે સુખ મેં તો સંસારી છોડયું, કે સહુ સાથે સગપણ તોડયું; કે જગના જીવન સાથે જોડયું રે ॥ લાગી૦ ॥ ૩ ॥ કે મેણાં જગકેરાં સહીને, કે સ્થિરમન મતવાલી થઇને; કે ચાલી હું તો શિર કરમાં લઇને રે ॥ લાગી૦ ॥ ૪ ॥ કે બેઠી હું તો ભય જગનો ખોઇને, કે મન નિશદિન રહ્યું છે મોઇને; કે બ્રહ્માનંદના વાલાને જોઈને રે ॥ લાગી૦ ॥ ૫ ॥

પદ ૨ ॥

મોહી હું તો નટવરને વાને, કે કીધી વશ ડોલરીયે કાને રે ॥ મોહી૦ ॥ કે ચિતડામાં લાગી ચટકી, કે લોકતણી લજ્જા પટકી, કે નંદના નંદન સાથે અટકીરે ॥ મોહી૦ ॥૧॥ કે જીવ જીવને શું પરણું, કે જેને શિર ઉપર મરણું, કે સમરથનું લીધું શરણું રે ॥ મોહી૦ ॥ ॥ ૨ ॥ કે થઈ પુરુષોત્તમથી પ્રીતિ, કે નથી હું તો લોકથકી બીતી, કે જગપતિ વરી હું તો જગ જીતી રે

॥ મોહી૦ ॥ ૩ ॥ કે અચળ વાત મુને ઓળખાણી, કે થઇ મારે સરવ દુઃખની હાની, કે પ્રીતમ મુખ ચાખ્યું પાણી રે ॥ મોહી૦ ॥ ૪ ॥ કે સ્થિર થઇ અંતરમાં ધરીયું, કે કાને મારૂં મન ગમતું કરીયું, કે બ્રહ્માનંદનું કારજ સરીયું રે ॥ મોહી૦ ॥ ૫ ॥ પદ ૩ ॥

કે વર્યા મેં તો રંગભર વાલાને, કે લટકાળા નંદ લાલાને રે ॥ વર્યા૦ ॥ કે કીધું મેં તો નીશ્ચે વિચારી, કે દુરીજન થાકયાં મુને વારી; કે ધાર્યા એક વર ગિરધારી રે ॥ વર્યા૦ ॥ ૧ ॥ કે જેમ રણશૂરાની લગની કે ઉડે જેમ બાણ બાણ અગની, કે પેની ન ધરે પાછી પગનીરે ॥ વર્યા૦ ॥ ૨ ॥ કે સતી જેમ પાછું નવ ભાળે, કે તન કેરા સુખને ટાળે; કે અગનીમેં અંગ પરજાળે રે ॥ વર્યા૦ ॥ ૩ ॥ કે શૂરો કાયર થાય ડરી, કે સતી ઘેર આવે પાછીં ફરી; કે માતપિતામાં ખોટ ખરી રે ॥ વર્યા૦ ॥ ૪ ॥ કે બ્રહ્માનંદ એમ જોયું પેલું, કે દેખીને નવ થાવું ઘેલું, કે કામ કઠણ છે નથી સહેલું રે ॥ વર્યા૦ ॥ ૫ ॥ પદ ૪ ॥

## પદ રાગ સોળા.

મારે મહોલે આવો હસીને બોલાવો રે, રંગભીના

છેલા નંદજીના છોજી રાજ ॥ ૧ ॥ પાઘડલી પેચાળી બાંધી છે રૂપાળી, રે લટકાળા મોતીડાવાળા ॥ છોજી૦ ॥ ॥ ૨ ॥ કાના ગિરધારી, મુરતી તારી, રે મનમાની છેલગુમાની ॥ છોજી૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદના પ્યારા, શોભો છો સારા, રે કેસરીયા રંગના ભરીયા ॥છોજી૦॥ ॥ ૪ ॥ પદ ૧ ॥

નંદજીના લાલા, લાગો છો વાલા, રે નવરંગી લેર તોરંગી ॥ છોજી૦ ॥ ૧ ॥ નેણુંનો નજારો, મુને અતિ પ્યારો, રે અલબેલા, છેલછબીલા ॥ છોજી૦ ॥ ૨ ॥ કુંજના વિહારી મુરતી તારી, રે હરિ મોરી, જીવન દોરી ॥ છોજી૦ ॥૩॥ બ્રહ્માનંદ કહે છે, મન મારૂં રહે છે, રે વેણા મેં, મારા નેણામેં ॥ છોજી૦ ॥ પદ ૨ ॥

આંખ્યું અણીયાળી, માવા મરમાળી, રે કાંઇ કીધું, મન મારૂં લીધું ॥ છોજી૦ ॥ ૧ ॥ મંદિર પધારો, જનમ સુધારો, રે છોગાં મેલી, બળવંત બેલી ॥ છોજી૦ ॥ ૨ ॥ સુંદર સોહાગી, લગની લાગી, રે તમ સંગે, ભીને રંગે ॥ છોજી૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદ ગાવે, મુરતી સોહાવે, રે રહો તાજા, વ્રજના રાજા ॥ છોજી૦ ॥ ॥ ૪ ॥ પદ ૩ ॥

શોભે માથે તોરા, આવોને ઓરા, રે ધીરે ગાતા, રંગના રાતા ॥ છોગ્જી૦ ॥ ૧ ॥ કોટે પરવાળાં, લાગે છે રૂપાળાં, રે નેણું ઘેરી, લાલજી લહેરી ॥ છોગ્જી૦ ॥ ॥ ૨ ॥ શ્યામસલુણા, નેણુંમેં ટુણા, રે વ્રજહાણી, હું લોભાણી ॥ છોગ્જી૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદ વારૂં, તન મન મારૂં, રે તમ માથે, સદા મારે સાથે ॥ છોગ્જી૦ ॥ ૪ ॥ ॥ પદ ૪ ॥

## પદ રાગ ધોળ.

હેલી જોને આ નંદકુમાર, સલુણો શોભંતા; ચાલે મદઝર ગજની ચાલ, રસિક ચિત્ત લોભંતા ॥ ૧ ॥ પ્યારી લાલ સુરંગી પાઘ, અલૌકિક બાંધણી; છુટા પેચ ઝુકયા ચહુકોર્ય, અધિક શોભા બણી ॥ ૨ ॥ રૂડી રાજે છે નલવટ રેખ, મનોહર માવને; જોતાં કેસર તિલક અનુપ, વધારે ભાવને ॥ ૩ ॥ ઊભા અળવ કરે અલબેલ, સખાના સંગમાં, ખેલે બ્રહ્માનંદનો નાથ, રાજેશ્વર રંગમાં ॥ ૪ ॥ પદ ૧ ॥

શોભે નટવરજીને શીશ, કલંગી વાંકડી; પોખરાજ પિરોજા લાલ, મોતીડેથી જડી ॥ ૧ ॥ તોરો ફુલતણો

નવરંગ, મોળીડા ઉપરે; જોઇને કાનકુંવરનું રૂપ, મારાં નેણાં ઠરે ॥ ૨ ॥ સખી આંટાદાર અનુપ, પિયાજીની પાઘડી; તે તો વિસરે નહી પળ એક, જીવડલામાં જડી ॥ ૩ ॥ લળકે કુંડળ કાનુંમાંય, કે મોંઘા મુલનાં; બાંધ્યા બ્રહ્માનંદને નાથ કે બાજુ ફુલના ॥ ૪ ॥ ॥ પદ ૨ ॥

આંખડલી શરદસરોજ, રસીલા લાલની; દેખી મનડું પામે મોહ, તિલક છબી ભાલની ॥ ૧ ॥ નાસા સુંદર દીપ સમાન, અધિક શોભી રહી; મુખ નીરખીને શશીઅર જોત, ગગન ઝાંખી થઇ ॥ ૨ ॥ લીધી લટકાળે નંદલાલ, કે હાથ કબાણને; એની ચટક રંગીલી ચાલ, હરે મન પ્રાણને ॥ ૩ ॥ કાજુ મોતીડે જડીત્ર કટાર, કમર કસી લીધલો; નિરખી બ્રહ્માનંદ કહે જન્મ, સુફળ મારો કીધલો ॥ ૪ ॥ પદ ૩ ॥

સખી કેસરભીનો કાન, ઠરે જોઇ છાતડી; રૂડી આંખડલીમાં રેખ, મનોહર રાતડી ॥ ૧ ॥ બેની સાંભળતાં ગુલતાન, થઇ એના ગીતમાં, રસીયા વર કેરો રંગ ચડયો મારા ચિત્તમાં ॥ ૨ ॥ સમઝાવી મુજને શામ, નેણું કરી સાનમાં; મુને મગન કરી

મસ્તાન, અમૃત રસ પાનમાં ॥ ૩ ॥ કાજુ રાજે છે ગૌર કપોળ, સુભગ તીલ ત્રાજવી; શોભે બ્રહ્માનંદનો નાથ, રસીલો રાજવી ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

તારા મુખની લાવનતા મીઠીરે, મોહન વનમાળી, એવી ત્રિભુવનમાં નવ દીઠીરે, મુરતી મરમાળી ॥ ૧ ॥ ચટક રંગીલા તારા મોળીડાને છેડે, મનડું ડોલે છે કેડે કેડે રે ॥ મોહન૦ ॥ ૧ ॥ રંગડો જામ્યો છે ફુલડાને તોરે, ભ્રમર ભમે છે ચહુકોરે રે ॥ મોહન૦ ॥ ૨ ॥ ભાલ તિલક કેસર કેરૂં રાજે, મુખ જોઇ શશીઅર લાજે રે ॥ મોહન૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે સર્વસ્વ વારૂં, રૂપ જોઇને વાલા તારૂં રે ॥ મોહન૦ ॥ ૪ ॥ પદ ૧ ॥

તારાં લટકાં પ્યારાં મુને લાગે રે, લેરી લટકાળા; હું તો રીઝી સલુણા ઘેરે રાગેરે, છેલા છોગાળા ॥ સુંદર નેણ કમળદળ જેવી, ભ્રકુટી ભ્રમર રહ્યા સેવી રે ॥ લેરી૦ ॥ ૧ ॥ ગૌર કપોળ સુભગ તિલ ત્રાજુ, કોમળ નાસા કાજુરે ॥ લેરી૦ ૨ ॥ અધર ઉપર જાણે કુમકુમ ઢળીયું દંત, દાડમ કેરી કળીયુરે ॥ લેરી૦

૩ ॥ બ્રહ્માનંદ કહે સામું જોઇને, મનડું લીધું છે મારૂં પ્રોઇનેરે ॥ લેરી૦ ૪ ॥ પદ ૨॥

વહાલી લાગે છે મુખડાની વાણીરે, પ્રીતમજી પ્યારા; મીઠે મરકલડે લોભાણીરે, સુંદરવર સારા ॥ નટવર આડી નજરે નિહાળી, રંગડાની રેલું વાળીરે ॥ ॥ પ્રીતમ૦ ॥ ૧ ॥ મધુર મધુર મુખ હાસ કરીને, લીધા છે પ્રાણ હરીને રે ॥ પ્રીતમ૦ ॥ ૨ ॥ મનમોહન તારી નૌતમ સુરતી, નિમખ ન મેલું મારા ઉરથી રે ॥ ॥ પ્રીતમ૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે રીઝી તારે રાગે, અહોનિશ રહેજો મારી આગે રે ॥ પ્રીતમ૦ ॥ ૪ ॥ ॥ પદ ૩ ॥

તારાં છોગલીયાંની છબી ભારી રે, કુંવર કાનુડા; છેલા ગુણવંતા ગિરધારી રે, લાગોછો રૂડા; પ્રાણજીવન શિર કેશ રૂપાળા, કાળા ખિટલીઆળા રે ॥ કુંવર૦ ॥ ॥ ૧ ॥ લાલ કસુંબી તારા મોળીડાને ચટકે, જોઈને મોહી છું કરલટકે રે ॥ કુંવર૦ ॥ ૨ ॥ કુંડળની રે છબી નથી રે કહેવાતી, નિરખી ઠરે છે મારી છાતી રે ॥ કુંવર૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે રહોને રંગીલા, આંખડલીમાં અલવીલા રે ॥ કુંવર૦ ॥ ૪ ॥ પદ ૪ ॥

# રાગ ગરબી.

ધર્મકુંવર ઘનશામજી મારા પ્રાણ તણા આધાર જોઇને જીવું છું, તન મન ધન તમ ઉપરે લઈ વારૂં વાર હજાર ॥ જોઈ૦ ॥ ૧ ॥ સુંદર મુર્તિ મોહની મારા મનમાં ખુચી રાજ ॥ જોઇ૦ ॥ તમ વિના મુને કાનજી બીજું કાંઈ નવ સુઝે કાજ ॥ જોઇ૦ ॥ ૨ ॥ પાંપણ પર આંટા દઇ તમે બાંધી પાઘ અનુપ ॥ જોઇ૦ ॥ કોટિક કંદર્પ વારણે લઇ વારૂં એવું રૂપ ॥ જોઈ૦ ॥ ॥ ૩ ॥ ભાલ તિલક શોભા ઘણી જાણે ભ્રકુટિ કામ કબાણ ॥ જોઈ૦ ॥ કમળનયન કટાક્ષમાં મારાં તાણી લ્યોછો પ્રાણ ॥ જોઇ૦ ॥ ૪ ॥ મધુર મધુર હસવું જોઇને વાધે પ્રેમ અપાર ॥ જોઇ૦ ॥ ત્રિભુવનમાં એવી કોણ છે જે વશ નવ થાય નાર ॥ જોઈ૦ ॥ ૫ ॥ વામ કરણમાં શ્યામ છે તિલ નિરખ્યા જેવો નિત ॥ જોઇ૦ ॥ તિલ જોઈ જમણા ગાલમાં વાધે પ્રેમાનંદને પ્રીત ॥ જોઇ૦ ॥ ૬ ॥ પદ ૧ ॥

શી કહુ શોભા અંગની, જોઈ લોચનીયાં લોભાય; ચિતડું ચોરે છે ॥ નિરખી નાસાકીરને મારાં ભવનાં

પાતક જાય ॥ ચિત૦ ॥ ૧ ॥ અધર પ્રવાલાની ઉપમા જાણે કુંદકલી સમ દાંત ॥ ચિત૦॥ ચિબુકતણી શોભા ઘણી કંબુ કંઠ જોયાની ખાંત ॥ ચિત૦ ॥ ૨ ॥ વક્ષ-સ્થલ વાલું ઘણું મને મળવા વાધે પ્રીત ॥ ચિત૦ ॥ અજાન બાહુ ઉર ધરી આવો મળીયે મોહન મીત ॥ ચિત૦ ॥ ૩ ॥ ઉદરમાં ત્રિવલી પડે ઉંડી નાભિ નૌતમ જોઈ ॥ ચિત૦ ॥ શામ કટિ સોહામણિ ઉર માંહીં રહ્યું મન મોઇ ॥ ચિત૦ ॥ ૪ ॥ જાનુ જુગલ છબી જોઇને મારો સુફળ થયો અવતાર ॥ ચિત૦ ॥ પીંડી પાની નિરખતાં મારો દૂર થયો સંસાર ॥ ॥ ચિત૦ ॥ ૫ ॥ સોળે ચિહ્નને જુક્ત છે એવી જુગલ ચરણની જોડ ॥ ચિત૦ ॥ અખંડ રહો આવી ઉરમાં પુરો પ્રેમાનંદના કોડ ॥ ચિત૦ ॥ ૬ ॥ પદ ૨ ॥

નવલ સનેહી નાથજી રૂપાળા રાજીવનેણ વાલા લાગો છો ॥ હસતા હસતા હેતમાં બોલો છો મીઠાં વેણ ॥ વાલા ॥ ૧ ॥ આંખડલી અમૃતે ભરી કાંઈ કરૂણા કહી નવ જાય ॥ વાલા૦ ॥ ચિત ચોરાણું ચાલમાં મરકલડે મન લોભાય ॥ વાલા૦ ॥ ૨ ॥ આતુરતા નથી અંગમાં દીસે છે શીલ સ્વભાવ

॥ વાલા૦ ॥ પ્રેમતણો પરવા વહે નેણાંમાં નટવર નાવ ॥ વાલા૦ ॥ ૩ ॥ ભૂધર ભાવિક ભાવના નથી અર્થા-અર્થી શ્યામ ॥ વાલા૦ ॥ પરમારથને કારણે પધાર્યા પૂરણ કામ ॥ વાલા૦ ॥ ૪ ॥ દીન ઉપર દયા કરી તમે દુર્લભ દર્શન દેવ ॥ વાલા૦ ॥ કલ્પતરુ છો કાનજી જાણે મોટા મુનિવર ભેવ ॥ વાલા૦ ॥ ૫ ॥ કરુણાનિધિ કરુણા કરીને છોગાલા રંગછેલ ॥ વાલ૦ ॥ પ્રેમાનંદ કહે અખંડ રહો આંખડલીમાં અલબેલ ॥ વાલા૦ ॥ ॥ પદ ૩ ॥

ધર્મકુંવર શ્રીકૃષ્ણજી તમે ભક્તપતિ ભગવાન એ વર માગુ છું, દયાનિધિ તમે દાસને નિત આપો છો એ દાન ॥ એ૦ ॥ ૧ ॥ નિર્વિકલ્પ ઉત્તમ અતિ એવું નિશ્ચે નાથ તમારૂં ॥ એ૦ ॥ અલબેલા તમ આગળ હું અરજ કરૂં એ સારૂ ॥ એ૦ ॥ ૨ ॥ માહાત્મ્ય જ્ઞાને સહિત હરિ એવી એકાંતિકિ ભક્તિ ॥ એ૦ ॥ પ્રીત રહે તવ ચરણમાં બીજે રહે સદા વિરક્તિ ॥ એ૦ ॥ ॥ ૩ ॥ હુંમાં તમારૂં ભક્તપણું હરિ એમાં કોઈ પ્રકાર ॥ એ૦ ॥ દોષ ન રહે કોઇ જાતનો એ આપો ધર્મ-કુમાર ॥ એ૦ ॥ ૪ ॥ તમારા કોઇ ભક્તનો મારે દ્રોહ

ક્યારે નવ થાય ॥ એ૦ ॥ સંગ એકાંતિક ભક્તનો મુને નિત આપો મુનિરાય ॥ એ૦ ॥ ૫ ॥ દાસ તમારા દાસનો મુને રાખો નાથ હજુર ॥ એ૦ ॥ પ્રેમાનંદની વિનતિ સાંભળજો શ્યામ જરૂર ॥ એ૦ ॥૬॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

હરિજન સાચા રે જે ઉરમાં હિંમત રાખે, વિપતે વરચી રે કેદી દિન વચન નવ ભાખે ॥ ૧ ॥ જગનું સુખ દુઃખ રે માયિક મિથ્યા કરી જાણે, તન ધન જાતાં રે અંતરમાં શોક ન આણે ॥ ૨ ॥ પર ઉપકારીરે જન પ્રેમ નીમમાં પુરા, દૈહિક દુખમાંરે દાઝે નહિ સાધુ શૂરા ॥ ૩ ॥ હરિને સમરેરે નિત્ય અહોનિશ ઉમંગ-ભરિયા, સર્વે તજીનેરે નટનાગર વાલા કરીયા ॥ ૪ ॥ બ્રહ્માનંદ કે રે એવા હરિજનની બલહારી, મસ્તક જાતાંરે નવ મેલે ટેક વિચારી, ॥ ૫ ॥ પદ ૧ ॥

ટેક ન મેલેરે તે મરદ ખરા જગમાંહીં, ત્રિવિધિ-તાપેરે કેરી અંતર ડોલે નાહીં ॥૧॥ નિધડક વરતે રે દૃઢ ધીરજ મનમાં ધારી, કાલકર્મનીરે શંકા તે દેવે વિસારી ॥ ૨ ॥ મોડું વેલુરે નિશ્ચે કરી એક દિન

મરવું, જગ સુખ સાર રે કહી કાયર મન નવ કરવું ॥ ૩ ॥ અંતર પાડીરે સમઝીને સવળી આંટી, માથું જાતાંરે મેલે નહિ તે નર આટી ॥ ૪ ॥ કોઇની શંકા રે કે'દી મનમાં નવ ધારે, બ્રહ્માનંદના રે વાલાને પળ ન વિસારે ॥ ૫ ॥ પદ ૨ ॥

જો હોય હિંમત રે નરને ઉરમાંહીં ભારી, દઢતા જોઇનેરે તેની મદદ કરે મોરારી ॥ ૧ ॥ બીક તજીને રે નિત હિંમત સોતો બોલે, મસ્તક માયારે સર્વે તૃણ જેવું તોલે ॥૨॥ કેસરીસિંહને રે જેમ શંકા મળે નહી મનમાં, એકાએકી રે નીરભે થૈ વિચરે વનમાં ॥ ૩ ॥ પંડે છોટો રે મોટા મેગળને મારે, હિંમત વિનાનો રે હાથી તે જોઇને હારે ॥૪॥ બ્રહ્માનંદ કે રે એમ સમજે તે જન શૂરા, તન કરી નાખે રે ગુરુ વચને ચુરા ચુરા ॥ ૫ ॥ પદ ૩ ॥

પેટ કટારી રે પેરીને સનમુખ ચાલ્યા, પાછા ન વળે રે કોઇના તે ન રહે ઝાલ્યા ॥ ૧ ॥ આમાસામા રે ઉડે ભાલા અણીયાળા, તે અવસરમાં રે રહે રાજી તે મતવાલા ॥૨॥ સાચા શૂરારે જેના વેરી ધાવ વખાણે, જીવત જુઠું રે મરવું તે મંગલ જાણે ॥ ૩ ॥ તેની પેરે

રે હરિજન પણ જોઇયે તીખા, અંતર શત્રુને રે લાગે અતિ વજ્ર સરીખા ॥ ૪ ॥ માથું જાતાં રે મુખનું પાણી નવ જાવે, બ્રહ્માનંદ કે રે તે સંત હરિ મન ભાવે ॥ ૫ ॥ પદ ૪ ॥

---

## રાગ ગરબી.

આજ મારે ઓરડેરે, આવ્યા અવિનાશી અલબેલ, બાઇ મેં બોલાવિયારે, સુંદર છોગાંવાળો છેલ ॥ ૧ ॥ નિરખ્યા નેણાં ભરિરે, નટવર સુંદર શ્રીઘનશામ; શોભા શી કહું રે, લાજે નિરખી કોટિક કામ ॥ ૨ ॥ ગુંથી ગુલાબના રે, કંઠે આરોપ્યા મેં હાર; લઇને વારણાં રે; ચરણે લાગી વારંવાર ॥૩॥ આપ્યો મેં તો આદરે રે, બેસવા ચાકળીયો કરી પ્યાર; પુછયા પ્રીતશું રે, બાઇ મેં સર્વે સમાચાર ॥ ૪ ॥ કો'ને હરિ કયાં હતા રે, કયાં થકી આવ્યા ધર્મકુમાર, સુંદર શોભતા રે, અંગે સજિયા છે શણગાર ॥ ૫ ॥ પેરી પ્રીતશું રે, સોરંગી સુંથણલી સુખદેણ; નાડી હીરની રે, જોતાં તૃપ્ત ન થાયે નેણ ॥ ૬ ॥ ઉપર ઓઢીયો રે, ગુઢો રેટો જોયા

લાગ, સજની તે સમે રે ધન્ય ધન્ય નીરખ્યા તેનાં ભાગ્ય ॥૭॥ મસ્તક ઉપરે રે, બાંધ્યું મોળીડું અમૂલ્ય; કોટિક રવી શશી રે, તેતો નાવે તેને તુલ્ય ॥ ૮ ॥ રેશમી કોરનો રે, કરમાં સાયો છે રૂમાલ; પ્રેમાનંદ તો રે, એ છબિ નિરખી થયો નિહાલ ॥ ૯ ॥ પદ ૧ ॥

સજની સાંભળો રે, શોભા વર્ણવું તેની તેહ, મૂર્તિ સંભારતાં રે, મુજને ઉપનો અતિ સનેહ ॥ ૧ ॥ પેહેર્યા તે સમે રે, હરિએ અંગે અલંકાર; જેવા મેં નિરખ્યા રે, તેવા વર્ણવું કરીને પ્યાર ॥ ૨ ॥ બરાસ કપુરનારે, પેહેર્યા હૈડે સુંદર હાર; તોરા પાઘમાં રે, તેપર મધુકર કરે ગુંજાર ॥ ૩ ॥ બાજુ બેરખા રે, બાંયે કપુરના શોભીત; કડાં કપુરનાંરે, જોતાં ચોરે સૌનાં ચિત્ત ॥૪॥ સર્વે અંગમાં રે, ઉડે અત્તરની બહુ ફેર; ચોરે ચિત્તનેરે હસતા કમળનયણની કોર ॥ ૫ ॥ હસતા હેતમાં રે, સહુને દેતા સુખ આનંદ; રસરૂપ મુર્તિ રે, શ્રીહરિ કેવળ કરૂણાકંદ ॥ ૬ ॥ અદ્‌ભુત ઉપમા રે, કેતાં શેષ ન પામે પાર; ધરીને મૂરતી રે, જાણે આવ્યો રસ શૃંગાર ॥૭॥ વાલપ વેણમાં રે, નેણાં કરૂણામાં ભરપૂર; અંગો અંગમાં રે, જાણીયે ઉદીયા અગણિત સૂર ॥ ૮ ॥ કરતા

વાતડી રે, બોલી અમૃત સરખાં વેણ; પ્રેમાનંદનાં રે જોતાં તૃપ્ત ન થાયે નેણ ॥ ૯ ॥ પદ ૨ ॥

બોલ્યા શ્રીહરિ રે, સાંભળો નર નારી હરિજન; મારે એક વાર્તારે, સહુને સંભળાવ્યાનું છે મન ॥૧॥ મારી મૂરતી રે, મારાં લોક ભોગને મુક્ત; સર્વે દીવ્ય છે રે, ત્યાંતો જોયાની છે જુક્ત ॥ ૨ ॥ મારૂં ધામ છે રે, અક્ષર અમૃત જેનું નામ; સર્વે સામૃથિરે શક્તિ ગુણે કરી અભિરામ ॥ ૩ ॥ અતિ તેજોમય રે, રવિશશી કોટિક વારણે જાય; શીતળ શાંત છે રે, તેજની ઉપમા નવ દેવાય ॥ ૪ ॥ તેમાં હું રહું રે, દ્વિભુજ દીવ્ય સદા સાકાર; દુર્લભ દેવને રે, મારો કોઇ ન પામે પાર ॥૫॥ જીવ ઇશ્વર તણો રે, માયા કાલ પુરુષ પ્રધાન; સહુને વશ કરૂં રે, સહુનો પ્રેરક હું ભગવાન ॥૬॥ અગણિત વિશ્વની રે ઉત્પત્તિ પાલન પરલે થાય; મારી મરજી વિના રે, કોઈથી તરણું નવ તોડાય ॥ ૭ ॥ એમ મુને જાણજોરે, મારાં આશ્રિત સૌ નર નારી; મેં તમ આગળે રે, વાર્તા સત્ય કહી છે મારી ॥ ૮ ॥ હું તો તમ કારણે રે, આવ્યો ધામ થકી ધરી દેહ; પ્રેમાનંદનો રે, વાલો વરસ્યા અમૃત મેહ ॥ ૯ ॥ પદ ૩ ॥

વળી સહુ સાંભળો રે, મારી વાર્તા પરમ અનુપ; પરમ સિદ્ધાંત છે રે, સહુને હિતકારી સુખરૂપ ॥ ૧ ॥ સહુ હરિભક્તને રે, જાવું હોય મારે ધામ; તો મુને સેવજો રે, તમે શુદ્ધ ભાવે થઈ નિષ્કામ ॥ ૨ ॥ સહુ હરિભક્તનેરે, રેવું હોય મારે પાસ; તો તમે મેલજો રે, મિથ્યા પંચ વિષયની આશ ॥ ૩ ॥ મુજવિના જાણજોરે બીજા માયિક સહુ આકાર; પ્રીતિ તોડજો રે, જુઠાં જાણી કુટુંબ પરિવાર ॥ ૪ ॥ સહુ તમે પાળજો રે, સર્વે દઢ કરી મારાં નેમ; તમપર રિઝશે રે, ધર્મ ને ભક્તિ કરશે ક્ષેમ ॥ ૫ ॥ સંત હરિભક્તને રે, દીધો શિક્ષાનો ઉપદેશ; લટકાં હાથનાં રે, કરતા શોભે નટવર વેશ ॥૭॥ નિજ જન ઉપરે રે, અમૃત વરસે આનંદકંદ; જેમ સહુ ઔષધી રે, પ્રીતે પોષે પૂરણ ચંદ ॥૭॥ શોભે સંતમાં રે, જેમ કાંઈ ઉડુગણમાં ઉડુરાજ; ઇશ્વર ઉદે થયા રે, કલીમાં કરવા જનનાં કાજ ॥ ૮ ॥ એ પદ શીખશે રે, ગાશે સાંભળશે કરી પ્યાર; પ્રેમાનંદનો રે, સ્વામી લેશે તેની સાર ॥ ૯ ॥ પદ ૪ ॥



## રાગ ગરબી.

લટકાળા તારે લટકે રે, લેરખડા હું લોભાણી; વાંસલડી કેરે કટકે રે, ચિત્તડાને લીધું તાણી ॥ ૧ ॥ છોગલીયું તારૂં છેલારે, આવી અટકયું અંતરમાં; વણ દીઠે રંગના રેલા રે, બેઠી અકળાઉં ઘરમાં ॥૨॥ રાતી આંખડલીની રેખું રે, મનડામાં ખુંતી મારે; ડોલરીયા હું નવ દેખું રે, જંપ નથી થાતો ત્યારે ॥ ૩ ॥ મર-માળી મૂરતિ તારી રે, વાલમ મારે ચિત્ત ચડી; બ્રહ્મા-નંદના હાર હજારી રે, કેમ કરી મેલું એક ઘડી ॥૪॥ ॥ પદ ૧ ॥

રૂડું ભાલ તિલક રૂપાળું રે, કોડે કીધું કેસરનું; ભાવે હું સુંદર ભાળું રે, કામડલું મેલી ઘરનું ॥ ૧ ॥ વાંકી ભ્રકુટી જોઇ વનમાળી રે, મારૂં લોભાણું મનડું; મોહન નાસા મરમાળી રે, દોહ્યલી વેળાનું ધનડું ॥૨॥ તારાં લોચનીયાં નંદલાલા રે, રંગભીનાં રંગનાં ભરીયાં; વ્રજજીવન નટવર વહાલા રે, ગુણીયલ અંતરમાં ગરીયાં ॥ ૩ ॥ લટકાળા મોહની લાગી રે, ભાવે મુખડું ભાળીને; બ્રહ્માનંદના શ્યામ સુહાગી રે, બેઠી જગભય ટાળીને ॥ ૪ ॥ પદ ૨ ॥

માણીગર મોળીડું તારૂં રે, સુંદર ફુલડેથી છાયું, મોહન તેમાં મન મારૂં રે, ઠીક કરીને ઠેરાયું ॥ ૧ ॥ રૂપાળું રંગનું ભરીયું રે, શોભે કોરૂં સોનેરી; છોગલીયું નૌતમ ધરીયું રે, લાડકડા વાલમ લહેરી ॥ ૨ ॥ કાજુ નવલ કલંગી નિરખી રે, ચિત્તડામાં લાગી ચટકી; થઇ ગઈ દીવાની સરખી રે, લોકલજ્જા સર્વે પટકી ॥ ૩ ॥ બહુ અન્તરમાં રસ બસીયું રે, ગરક કસુંબે બોળીડું; બ્રહ્માનંદના મનમાં વસીયું રે, મોહન તારૂં મોળીડું ॥ ૪ ॥ પદ ૩ ॥

વ્રજજીવન શ્યામ વિહારી રે, લાવનમાં હું લેવાણી; મેં તો મેલ્યો જગ વિસારી રે, કાનડ તારી કહેવાણી ॥૧॥ સુંદરવર રંગડો ચડીયો રે, મરમાળા મોહન તારો; જગ તૃણ સરખો ત્રેવડીયો રે, કોણ માને એનો ડારો ॥ ૨ ॥ મારે તમથી પ્રીત બંધાણી રે, કોઇની શંકા કેમ ધરૂં; ચિંતામણિ સુંદર લાધી રે, રાંક થઇને શીદ ફરૂં ॥ ૩ ॥ તમ સાથે રંગના ભીના રે, દિલડું માન્યું ડોલરીયા; બ્રહ્માનંદના નાથ નવીના રે, વાલમ મેં તમને વરીયા ॥ ૪ ॥ પદ ૪ ॥

# પદ રાગ કાફી.

વાલીડા કુંજવિહારી, વદનકમળ પર વારી રે ॥ ॥ વાલીડા૦ ॥ અજબ અલૌકિક મસ્તક ઉપર, સુંદર પાઘ સમારી રે ॥ વાલીડા૦ ॥ ૧ ॥ ફુલ તણાં છોગલીયાં ફરતાં, ધાર્યા ગિરિવરધારી રે ॥ વાલીડા૦ ॥ ૨ ॥ અંતર માંહે વસી છે આવી, મૂરતિ મનોહર તારી રે ॥ વાલીડા૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે હે વ્રજજીવન, મોહન છો નિધિ મારી રે ॥ વાલીડા૦ ॥ ૪ ॥ પદ ૧ ॥

છેલા તારૂં છોગું ભાળી, મોહી છું હું વનમાળીરે ॥ છેલા૦ ॥ વ્રજવાસી નંદલાલ વિહારી, ચાલ તારી લટકાળી રે ॥ છેલા૦ ॥ ૧ ॥ રસિક પ્રિયા તારે ચટક રંગીલે, મોળીડે હદ વાળી રે ॥ છેલા૦ ॥ ૨ ॥ લેરખડા જોઇ લગની લાગી, કોઇની રહું નહી ખાળી રે ॥ છેલા૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે પરવશ થઇ છું, પગભર ડોલું કેડે પાળી રે ॥ છેલા૦ ૪ ॥ પદ ૨ ॥

કાને મુને કીધી ઘેલી, હાથ રહ્યું નહી મન હેલીરે ॥ કાને૦ ॥ શેરડીયે મળીયો મુને સામો, મોહન

છોગલાં મેલીરે ॥ કાને૦ ૧ ॥ નિરખતાં મન વશ કરી નાખ્યું, આંખ્યું મરમ ભરેલીરે ॥ કાને૦ ૨ ॥ ભુલી ચીર શરીર તણી શુધ, હૈડાની ધીરજ હેલીરે ॥ કાને૦ ૩ ॥ બ્રહ્માનંદ કહે એની છબી મેં, પ્રોવાણી જોયા પેલીરે ॥ કાને૦ ૪ ॥ પદ ૩ ॥

શાને હવે રાખું છાની, મુરતી તમારી મન માનીરે ॥ શાને૦ ॥ દુરજનીયાં પાડોશી દેખીને, છોને બળીને થાતાં વાનીરે ॥ શાને૦ ૧ ॥ નટવર તમથી નેહ કરીને, પાછી ધરૂં નહિ પગ પાનીરે ॥ શાને૦ ૨ ॥ રસિક સલુણા પ્રિયા તમ સંગે રમવું, નથી વાતડલી એ નાનીરે ॥ શાને૦ ૩ ॥ બ્રહ્માનંદના નાથ તમારો, મહિમા જાણે છે મોટા જ્ઞાની રે ॥ શાને૦ ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ પરજ.

હૈડાનો હાર હરિ રે, મારે રંગભીનો; હૈડાનો હાર હરિ ॥ મંદિરમાં પધરાવી મોહનને, ભેટુ હું અંક ભરી રે ॥ મારે૦ ૧ ॥ જગના જીવનને હું નહી દઉં જાવા, રાખીશ જગત કરી રે ॥ મારે૦ ૨ ॥ રસિક નવલ વર

રાજેશ્વરને, નીરખીને નયણે ઠરી રે ॥ મારે૦ ૩ ॥ બ્રહ્માનંદના નાથને સજની, મન ક્રમ વચને વરી રે ॥ ॥ મારે૦ ૪ ॥ પદ ૧ ॥

વર નંદલાલ વરૂં રે, સખી અલબેલો; વર નંદલાલ વરૂં ॥ મુરખ લોક હાજી છોને મરતાં, કોઇની શંકા ન ધરૂં રે ॥ સખી૦ ૧ ॥ કાનકુંવર સંગ નેહ કરીને, જગથી તે શીદ ડરૂં રે ॥ સખી૦ ૨ ॥ પરણું તો વર પુરૂષોત્તમ પરણું, નહીં તો કુંવારી મરૂં રે ॥ સખી૦ ॥ ૩ ॥ બ્રહ્માનંદના નાથને માથે, તન કુરબાન કરૂં રે ॥ સખી૦ ૪ ॥ પદ ૨ ॥

ઘોળી હું ગીરધરીયા, રે માથે તારે મોહન; ઘોળી હું ગીરધરીયા ॥ પ્રાણજીવન મારે મહોલ પધારો, ભૂધર રંગભરીયા રે ॥ માથે૦ ૧ ॥ પહેલી પ્રીત કરીને મારા, પ્રાણ તમે હરીયા રે ॥ માથે ૦ ૨ ॥ મસ્તક ને સાટે મેં તો તમને, વાલમજી વરીયા રે ॥ માથે૦ ૩ ॥ બ્રહ્માનંદ કહે એક ઘડી દૂર, રહોમાં ડોલરીયા રે ॥ માથે૦ ૪ ॥ પદ ૩ ॥

લાગેલ રંગ ઝડી રે, મારે રસીયાજી શું લાગેલ

રંગ ઝડી ॥ મોહનવર રંગીલાની મૂરતિ, જીવલડા મેં જડી રે ॥ મારે૦ ૧ ॥ પ્રાણજીવન પાતળીયાની આગે, હાથ જોડીને ખડી રે ॥ મારે૦ ૨ ॥ મીટ થકી ક્ષણું દુર ન મેલું, પ્રેમને પાશ પડી રે ॥ મારે૦ ૩ ॥ બ્રહ્માનંદના નાથને ભેટી, ધન્ય ધન્ય આજ ઘડી રે ॥ મારે૦ ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

વાલા રમઝમ કરતા કાન, મારે ઘેર આવો રે; મારા પૂરા કરવા કોડ, હસીને બોલાવો રે ॥ ૧ ॥ મારે તમ સંગ લાગી પ્રીત, શ્યામ સુહાગી રે; મેં તો તમ સંગ રમવા કાજ, લજ્જા ત્યાગી રે; ॥ ૨ ॥ વાલા અબળા ઉપર મ્હેર, કરજો મોરારી રે; હું તો જનમો જનમની નાથ, દાસી તમારી રે ॥ ૩ ॥ મારા પ્રાણ તણા આધાર, પ્રીતમ પ્યારા રે; પળ રહોમાં નટવર નાવ, મુજથી ન્યારા રે ॥ ૪ ॥ આવો છોગાં મેલીને શ્યામ, ધડક મ ધારો રે; મેં તો ફુલડે સમારી સેજ, શ્યામ સુધારો રે ॥ ૫ ॥ વાલા નયણાં તણું ફળ આજ,

મુજને આપો રે; મુક્તાનંદ કહે મહારાજ, દુઃખડાં કાપો રે ॥ ૬ ॥ પદ ૧ ॥

હું તો છું ઘણી નગણી નાર, તોય તમારી રે; તમે ગુણસાગર ગોપાળ, દેવ મોરારી રે ॥ ૧ ॥ મુને કરી પોતાની કાન, દોષ ન જોયા રે; તમે ગુણગ્રાહક ગોપાળ, મુજપર મોયા રે ॥ ૨ ॥ તમે શ્યામ સુંદર સુખરૂપ, કુંજ વિહારી રે; મારે મંદિર આવો માવ, તમ પર વારી રે ॥ ૩ ॥ મુને કરી કૃતારથ કાન, શ્યામ સુહાગીરે; મારે ભવની ભાવટ આજ; સર્વે ભાગી રે ॥ ૪ ॥ મારે અમૃત વુઠયા મેહ, થઈ અનુરાગી રે; મારી તમ સંગ ત્રિભુવનરાય લગની લાગી રે ॥ ૫ ॥ મારા પુણ્યતણો નહિ પાર, તમ સંગ મળતાં રે; મુક્તાનંદ કહે મહારાજ, અંતર ટળતાં રે ॥ ૬ ॥ પદ ૨ ॥

મારૂં મનગમતું કરી માવ, સુખડું દીધું રે; મારૂં મંદિરિયું મહારાજ, વૈકુંઠ કીધું રે ॥ ૧ ॥ હવે રહો રસીયા દિનરાત, કરી મન હેઠું રે; મુને મળી ચિંતામણિ શ્યામ દુઃખ નહિ વેઠું રે ॥ ૨ ॥ મને સરવે સૈયરમાં શ્યામ કીધી સમોતી રે, મારા હૈડા કેરી હામ,

સરવે પોતી રે ॥ ૩ ॥ વાલા મુજ નગણી પર નાથ, અઢળક ઢળીયા રે; તમે એકાંતે અલબેલ, આવીને મળીયા રે ॥ ૪ ॥ મુને મુખથી દીધો તંબોળ, હસીને બોલાવી રે; મારા મનની ઇચ્છા આજ, સઘળી ફાવી રે ॥ ૫ ॥ તમે રસીયાજી રસરીત શું સુખ આપ્યું રે, મુક્તાનંદ કહે મહારાજ દુઃખડું કાપ્યું રે ॥ ૬ ॥ પદ ૩ ॥

મારા મંદિરિયામાં માવ, મોજું માણો રે; મને શું કરશે સંસાર, ધડક મ આણો રે ॥ ૧ ॥ હું તો તરણા તુલ્ય સંસાર, સઘળો જાણું રે; વાલા એક તમારી બીક, ઉરમાં આણું રે ॥ ૨ ॥ તમે ભૂપ તણા છો ભૂપ, મહા સુખકારી રે; વાલા તન મન ધન પરિવાર, તમ પર વારી રે ॥ ૩ ॥ તોય અધર અમૃતથી નાથ, હું ન ધરાઉં રે; વાલા નિત નૌતમ શણગાર સજી સુખ આપ્યું રે ॥ ૪ ॥ તમે રસીયા રંગની રેલ, વાલમ વાલી રે; હું તો મગન થઇ મસ્તાન, સુખડું ભાળી રે ॥ ૫ ॥ મને આપ્યો અખંડ સોહાગ, કુંજવિહારી રે; મુક્તાનંદ કહે મહારાજ, જાઉં બલહારી રે ॥ ૬ ॥ પદ ૪ ॥



# પદ રાગ કરાઇડા

તારૂં છોગું મારે આવીને ચિત્તમાં રહ્યું ॥ તારૂં૦ ॥ જગના જીવન રૂડું છોગું જોઇને, અંતરમાં અજવાળું થયું ॥ તારૂં૦ ૧ ॥ સુંદર શ્યામ સોહાગી તારૂં, સુખ નીરખીને દુઃખ દૂર ગયું ॥ તારૂં૦ ૨ ॥ આનંદ સહિત થયું સુખ અંતર, એક જીભે એ નવ જાય કહ્યું ॥ ॥ તારૂં૦ ૩ ॥ બ્રહ્માનંદ કહે એ છોગા સારૂ, લોકડિયાંનું અમે મેણું સહ્યું ॥ તારૂં૦ ૪ ॥ પદ ૧ ॥

કાના નેણે તારે કીધાં મુને કામણીયાં, ॥ કાના ॥ નેણાં તારાં નાગર નંદના, બાણસરીખાં તીખાં બણીયાં ॥ કાના૦ ૧ ॥ જાદવ રંગભર સામું જોઇને, હેત કરીને મનડાં હરીયાં ॥ કાના૦ ૨ ॥ ઘાયલ થઇને હું તો ઘેલી ફરૂં છું, શું જાણું જે મંત્ર શું ભણીયાં ॥ ॥ કાના૦ ૩ ॥ બ્રહ્માનંદના નાથ રંગીલા, ભાવે હું લઉં તારાં ભામણીયાં ॥ કાના૦ ૪ ॥ પદ ૨ ॥

તારૂં મોળીડું જોઇને હું તો ઘેલી થઈ ॥ તારૂં૦ ॥ મોંઘા મૂલું નૌતમ મોળીડું, નવલ કલંગી શીશ ઝૂકી

રહી ॥ તારૂં૦ ૧ ॥ ભૂધર તારૂં મોળીડું ભાળી, ઘાયલ થઇને શુદ્ધ ભુલી ગઇ ॥ તારૂં૦ ૨ ॥ ઔષધમૂળી અંગ ન લાગે, કુટી કુટીને થાક્યા વૈદ કઇ ॥ તારૂં૦ ૩ ॥ બ્રહ્માનંદના નાથ ન મેલું, શિરને સાટે રે મેં તો કીધું સહી ॥ તારૂં૦ ૪ ॥ પદ ૩ ॥

માવે મોરલી વજાડીને મનડાં હર્યા ॥ માવે૦ ॥ બેહદ નૌતમ વેણ વજાડી, શબ્દ સુણાવી જાદુ઼ાં કર્યાં ॥ માવે૦ ૧ ॥ પાઘ બાંધી રંગ ચોળ કસુંબી, મન ગમતાં છોગાં શીશ ધર્યાં ॥ માવે૦ ૨ ॥ અલવિલા નટ નાગર કેરાં, લોચનીયાં રે જાદુડે ભર્યા ॥ માવે૦ ૩ ॥ રૂપ અલૌકિક જોઇને સજની, બ્રહ્માનંદના વાલાને વર્યા ॥ માવે૦ ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

મારે આજ પ્રીતમ ઘેર આવશે, મને હેતે કરીને બોલાવશેજી રે ॥ મારે આજ૦ ॥ એના સાથીડાને સાથે લાવશે, કરી લટકાં તાળી દઈ ગાવશેજી રે ॥ ॥ મારે આજ૦ ૧ ॥ હરિ હેતે કરીને સામું ભાળશે, રંગડાની તે રેલ્યું વાળશેજી રે ॥ મારે આજ૦ ૨ ॥

કરી ખ્યાલ અલૌકિક ખેલશે, માથે ફુલડાંનાં છોગલાં મેલશેજી રે ॥ મારે આજ૦ ૩ ॥ બ્રહ્માનંદનો સ્વામી શામળો, સુખ દેશે આવીને ઉતાવળોજી રે ॥ મારે આજ૦ ૪ ॥ પદ ૧ ॥

જોઇ રહી છું પ્રીતમજીની વાટડી, મેં તો ખાંતે ઢાળી છે ખાટડીજી રે ॥ જોઇ૦ ॥ અગરચંદને લીંપાવું ઓરડા, જળકુંભ ભરાવું કોરડાજી રે ॥ જોઇ૦૧ ॥ રૂડાં ભોજન કર્યાં છે રસે ભર્યાં, તાજાં તરત તૈયાર ઢાંકી ધર્યાંજી રે ॥ જોઈ૦૨ ॥ મેં તો સજ્જ કરાવી શેરીયાં, ચોકે ચોકે તે ફુલડાં વેરીયાંજી રે ॥ જોઇ૦૩ ॥ બ્રહ્માનંદના સ્વામીને કોડલે, મેં તો તોરણ બંધાવ્યાં ટોડલેજી રે ॥ જોઇ૦૪ ॥ પદ ૨ ॥

ધન્ય ધન્ય ઘડી છે આજની, રૂડી ખબર આવી છે મહારાજનીજી રે ॥ ધન્ય૦ ॥ સખી મળી મળી મંગળ ગાય છે, આનંદ ઉભરાયો જાયછે જી રે ॥ ધન્ય૦૧ ॥ મોતી થાળ ભરીને ટોળે મળી, સખી હરિને વધાવા થઇ આકુળીજી રે ॥ ધન્ય૦૨ ॥ સર્વે ઘરનો તે ધંધો વિસરી, હરિને મળવા આતુર થઇ સુંદરીજી રે ॥ધન્ય૦૩॥ ઘર-

માંથી આવીને ઉભી બારણે, બ્રહ્માનંદના સ્વામીને કારણેજી રે ॥ ધન્ય૦૪ ॥

મારે આજ પ્રીતમ ઘેર આવિયા, ભરી મોતીડે થાળ વધાવિયાજી રે; ॥ મારે આજ૦ ॥ પહેલા નીર ઉને તે નવરાવિયા, પછે પ્રીતમ માંહી પધરાવિયાજીરે ॥ મારે આજ૦ ૧ ॥ મેં તો ભોજન જમાડયાં ભાત ભાતનાં, વાલે આપ્યાં તે સુખ એકાંતનાંજી રે ॥મારે આજ૦૨॥ પેલું પરઠયું હતું તે વેણે પળ્યા, વાલો હેતે કરીને મુજને મળ્યાજી રે ॥ મારે આજ૦૩ ॥ બ્રહ્માનંદ કહે આજની ધન્ય ઘડી, મારો વાલોજી પધાર્યા સેજડીજી રે ॥ મારે આજ૦૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

મેં તો સગપણ કીધું રે કે શામળીયા સાથે, માવાનું મેણું રે, કે લીધું છે માથે ॥ ૧ ॥ તન મન ધન સર્વે રે કે મિથ્યા ધારીને, વરી મગન થઇને રે, કે કુંજવિહારીને ॥૨॥ તુચ્છ જાણી સર્વે રે, કે લજ્જા ત્યાગીને, મોહનનું મેણું રે, કે લીધું માગીને ॥ ૩ ॥ દુરમતિ દુરજનિયાં રે, કે કહીને શું કરશે; પોતાને પાપે રે, કે બળી બળીને મરશે

ાા૪ાા મતવાલા સંગે રે, કે થઈ છું મતવાલી, માથાથી મોંઘા રે કે કીધા વનમાળી ાા૫ાા ખાંતે હું ખેલું રે, કે સુંદર વર સંગે, બ્રહ્માનંદ કહે રીઝી રે, કે રસિયાને સંગે ાા ૬ ાા પદ ૧ ાા

મારે મંદિર નાવોરે, કે મોહન શા માટે, શિર જાશે ઘોળ્યું રે, કે વાલમ તમ સાટે ાા ૧ ાા શું કરશે ઘોળ્યાં રે, કે જુઠાં સંસારી, ધરશોમાં શંકા રે, કે મનમાં ગીરધારી ાા ૨ ાા જગજીવન તમને રે, કે સાચા જાણીને, કોણ માને જગની રે, કે ખોટી વાણીને ાા૩ાા મારે મનડે ભાવ્યા રે, કે મોહન મરમાળા. સો માથાં જાતાં રે, કે સોંઘા છોગાળા ાા૪ાા તમ સાથે જોડી રે, કે સૌથી તોડીને, દુરજન શું કરશે રે, કે મુખડાં મોડીને ાા પાા શિર સાટે સમજી રે, કે બાંધ્યું છે બેલું, બ્રહ્માનંદના વાલા રે, કે તમને કેમ મેલું ાા૬ાા પદ ૨ ાા

સમજીને સાચો રે, કે હરિ તારો છેડો, મનમોહન મેલું રે, કે કેમ કરિને કેડો ાા ૧ ાા તમ સાથ બંધાણી રે, કે આવી પ્રીતલડી, ભૂધર ભાગી છે રે, કે ભવની ભીતડલી ાા ૨ ાા પીયર સાસરિયું રે કે, સૌ લાગે

ખારૂં, મોહન તમ સાથે રે, કે મન માન્યું મારૂં ॥ ૩ ॥ નિશ્ચયની નોબત રે, કે વાલમ વાગી છે, તમ સારૂ જગની રે, કે લજ્જા ત્યાગી છે ॥ ૪ ॥ નટવર તમ સંગે રે, કે લાગ્યો છે નેહડો, ડોલરિયા ઘોળ્યો રે, કે તમ ઉપર દેહડો ॥ ૫ ॥ બ્રહ્માનંદના વાલા રે, કે વહાલ વધારોને; પોતાની જાણી રે, કે સેજ પધારોને ॥ ૬ ॥
॥ પદ ૩ ॥

અવસર આવ્યો છે રે, કે તમને ભજવાનો, તનની ઉપાધિ રે, કે સર્વે તજવાનો ॥ ૧ ॥ ધારૂં નહિ માથે રે, કે ધણિ દેહધારીને, તમ ઉપર સર્વે રે, કે નાખું વારીને ॥ ૨ ॥ અવતાર ધર્યો છે રે, કે તમને વરવાને, કુળની મરજાદા રે, કે ખોટી કરવાને ॥ ૩ ॥ અમૃત રસ મેલિરે, કે વિખ હું નહિ ચાખું, રસીયા તમ વિના રે, કે વહાલું નહિ રાખું ॥ ૪ ॥ શું કરશે મુજને રે, કે કુડાં લોકડિયાં, જગજીવન મારે રે, કે જીવડલે જડીયા ॥ ૫ ॥ બ્રહ્માનંદના વાલા રે, કે માં દેશો વિસારી, તન મન ધન સોંપી રે, કે થઇ રહી છું તારી ॥ ૬ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

રે સગપણ હરિવરનું સાચું, બીજું સર્વે ક્ષણભંગુર કાચું રે; સ૦ રે સૌ સાથે પ્રીતિ ટાળી, રે ભાગ્યું મન મિથ્યા ભાળી, છે વરના જેવા એક વનમાળી ॥ રે સ૦ ॥૧॥ રે થિર નહિ આવરદા થોડી, રે તુચ્છ જાણી આશા ત્રોડી, મેં જગના જીવન સાથે જોડી ॥રે સ૦॥ ૨॥ રે ફોગટ ફેરા નવ ફરિયે, રે પરઘર પાણી શું ભરિયે, રે વરીએ તો નટવરને વરિયે, ॥ રે સ૦ ॥ ૩ ॥ ભૂધર ભેટ્યા ભય ભાગ્યો, રે સૌ સાથે તોડચો ધાગો, એ રસિક રંગીલાથી રંગ લાગ્યો ॥ રે સ૦ ॥ ૪ ॥ રે એવું જાણીને સગપણ કીધું, રે મેણું તો શિર ઉપર લીધું, બ્રહ્માનંદનું કારજ સીધું ॥ રે સ૦ ॥ ૫ ॥ પદ ૧ ॥

રે લગની તો હરિવરથી લાગી, મેં તનધનની આશા ત્યાગી ॥ રે લ૦ ॥ રે વાત કહું સુણ સાહેલી, રે બળીયોજી કીધા બેલી, માથું પેલું પાશંગમાં મેલી ॥ રે લ૦ ॥ ૧ ॥ રે ન ડરૂં હું લોકતણી લાજે, રે શિર ઉપર ગિરધર ગાજે, આ દેહ ધર્યો નટવર કાજે ॥ રે લ૦ ॥ ૨ ॥ રે શિરપર જો બીજો ધારૂં, રે તો બગડે

જીવત મારૂં, હું જીતી બાજી તે કેમ હારૂં ॥ રે લ૦ ॥ ૩ ॥ રે હરિ વિના બીજાને વરવું, રે ગજ તજી ખર ચડીને ફરવું, એ જીવ્યાથી રૂડું મરવું ॥ રે લ૦ ॥ ૪ ॥ રે મરજાદા જગની મેટી, રે બાંધી મેં તો પ્રેમ તણી પેટી, બ્રહ્માનંદનો વાલો ભેટી, ॥ રે લ૦ ॥ ૫ ॥ પદ ૨ ॥

રે શિરસાટે નટવરને વરિયે, રે પાછાં તે પગલાં નવ ભરિયે, ॥ રે શિ૦ ॥ રે અંતર દૃષ્ટિ કરી ખોળ્યું, રે ડહાપણ ઝાઝું નવ ડોળ્યું, એ હરિ સારૂ માથું ઘોળ્યું, ॥ રે શિ૦ ॥ ૧ ॥ રે સમજ્યા વિના નવ નીસરિયે, રે રણમધ્યે જઇને નવ ડરીએ ત્યાં મુખપાણી રાખીને મરિયે, ॥ રે શિ૦ ॥ ૨ ॥ રે પ્રથમ ચડે શૂરો થઇને, રે ભાગે પાછો રણમાં જઇને, તે શું જીવે ભુંડું મુખ લઇને ॥ રે શિ૦ ॥ ૩ ॥ રે પહેલુંજ મનમાં ત્રેવડીએ, રે હોરે હોરે જુધ્ધે નવ ચડિયે, જો ચડિયે તો કટકા થઈ પડિયે, ॥ રે શિ૦ ॥ ૪ ॥ રે રંગ સહિત હરિને રટિયે, રે હક વાગે પાછા નવ હટિયે, બ્રહ્માનંદ કે ત્યાં મરી મટિયે ॥ રે શિ૦ ॥ ૫ ॥ પદ ॥ ૩ ॥

રે ધરિયા અંતર ગિરધારી, શું કરશે ઘોળ્યાં હવે

સંસારી, ા રે ધ૦ ાા રે હું કોઇની ન રહું ઝાલી, રે વાલાને થાવા વાલી, રે શિર કરમાં લઇને ચાલી, ાા રે ધ૦ ાા ૧ ાા જેમ ગજ જાય બજારે ખુશી, રે શ્વાન મરે બહુ ભસી રે ભસી, તે હાથીને નહી શંકા કશી, ાા રે ધ૦ ાા૨ાા રે બળવા ગઇ જ્યું સતી સાચી, રે રોમરોમ પીયા સંગ રાચી ાા તે પડમાં જઈ ન વળે પાછી, ાા રે ધ૦ ાા ૩ ાા રે જો પડથી પાછી આવે, રે લાજ તજી મન લલચાવે, તે સતી મટીને કુતી કાવે ાા રે ધ૦ ાા૪ાા રે બ્રહ્માનંદ એમ વિચારી, રે બીક સર્વે કાઢી બારી, રે મળિયા મોહન સુખકારી, ાા રે ધ૦ ાા ૫ ાા પદ ૪ ાા

## રાગ સોલા.

પ્યારા ઘનશ્યામ, પુરણ કામ, રે આવો ઓરા, ખોસું માથે તોરા, મારા રાજ ાા ૧ ાા ધર્મ કુમાર, જાઉં બલિહાર, રે લાગે પ્યારી, મુરતી તમારી, મારા રાજ ાા૨ાા નખ શીખ જોઉં,ચીતડું પરોઉં, રે ચરણામેં, કરૂં પરણામ, મારા રાજ ાા ૩ ાા ઉર્ધ્વ રેખા રૂડી, અંત સમે મુડી, રે નખ માંહી, ચીહ્ન સુખદાઇ, મારા રાજ ાા ૪ ાા જોઈ પ્રેમાનંદ, આનંદ કંદ, રે નખમણી, શોભા જગ તણી, મારા રાજ ાા ૫ ાા પદ ૧ ાા

કૃષ્ણ શ્રી હરી, ઉભા રહોને જરી, રે નેણાં આગે, મન મારૂં લાગે, મારા રાજ ॥ ૧ ॥ જોઉં ફણા ઘુંટી, પીંડી સાથળ ડુંટી, રે શ્યામ કટી, જાયે દુઃખ મટી, મારા રાજ ॥ ૨ ॥ ઉદર નીરખી, કરૂ માંહી બકી, રે વળી વળી, નીરખું ત્રીવળી, મારા રાજ ॥ ૩ ॥ હૃદય વિશાળ, માંહી મોતી માળ, રે અતિ શોભે, જોઇ મન લોભે, મારા રાજ ॥ ૪ ॥ જોવા છાપ ચિહ્નન, પ્રેમાનંદ દીન, રે સ્તન શ્યામ, અતી સુખ ધામ, ॥ મારા રાજ ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

નારાયણ નામ, રટું આઠો જામ, રે મારા સ્વામી, અંતરજામી, મારા રાજ ॥ ૧ ॥ શોભાના ભંડાર, જાઉં બલીહાર, રે ભુજા જોઇ, મન રહ્યું મોહી, મારા રાજ ॥ ૨ ॥ અભય ઉદાર, ચિહ્નન તે અપાર, રે જોઈ બળ, જનમ સફળ, મારા રાજ ॥ ૩ ॥ કરી કર સમ, ઓધાર્યાં અધમ, રે માથે મેલી, ચાંપ્યા મેં સાહેલી, મારા રાજ ॥ ૪ ॥ રાતી હથેળીમાં, રેખા સુખ સીમા, રે નખ ચંદ, નિરખે પ્રેમાનંદ, મારા રાજ ॥ ૫ ॥ પદ ૩ ॥

નમું કર જોડી, બુદ્ધિ છે થોડી, રે શું ગાવું, પાર

ન પાવું, મારા રાજ ॥ ૧ ॥ જોઇ કંબુકંઠ, મદન અટંટ, રે થયો દીન, પરમ પ્રવીન, મારા રાજ ॥ ૨ ॥ વદન વિલોકી, ભક્ત જન કોકી, રે જોઈ ફુલ્યા, તન શુધ ભુલ્યા, મારા રાજ ॥ ૩ ॥ ચંદ્રનો પ્રકાશ, શશી મુખ હાસ, રે કુંદ કળી, દંતની આવળી, મારા રાજ ॥ ૪ ॥ અધર પ્રવાળ, રૂપની જાળ, રે નાની રેખે, પ્રેમાનંદ દેખે, મારા રાજ ॥ ૫ ॥ પદ ૪ ॥

મળ્યા ભક્ત ટોળે, જમણે કપોળે, રે તીલ જોવા, ચીતમાં પરોવા, મારા રાજ ॥ ૧ ॥ નાસિકા નમણી, સીમા શોભાતણી, રે અણીયાળાં, નેણાં મરમાળાં, મારા રાજ ॥ ૨ ॥ નેણુંને ચાળે, ભ્રકુટી ઉલાળે, રે ઘેલાં કીધાં, ચિત્ત ચોરી લીધાં, મારા રાજ ॥ ૩ ॥ ભાલ વિશાળ, તિલક રસાળ, રે કેસરનું, શોભે હરિવરનું, મારા રાજ ॥ ૪ ॥ શિખા છબીદાર, નીરખે વારંવાર, રે એક મન, પ્રેમાનંદ ધન્ય, મારા રાજ ॥ ૫ ॥ પદ ૫ ॥

## પદ રાગ ગરબી.

ભજો ભાવ શું અખંડ જપમાળા રે, માળા ટાળે છે મન કેરા ચાળા રે ॥ ૧ ॥ હરિનું એકએક અંગ ઉર ધારો રે, સ્વામિનારાયણ નામ ઉચ્ચારો રે ॥ ૨ ॥

જપો જુગલ ચરણ સુખકારી રે, ઉર્ધ્વ રેખાદિક ચિહ્‌ન સંભારી રે ॥ ૩ ॥ દશ આંગલીની માળા દશ જાણો રે, ફણા જુગલની જુગલ પ્રમાણો રે ॥ ૪ ॥ પાની જુગલ ગુલફ જુગ શોભે રે, માળા ચાર ફેરી જનમન લોભે રે ॥ ૫ ॥ જંઘા જુગને જાનુ જુગ વંદે રે, માળા ચાર ફેરી સંત આનંદે રે ॥ ૬ ॥ ઉરૂ જુગલની માળા જુગ ફેરે રે, નાભિ વર્તુલ સમાન પ્રીતે હેરે રે ॥ ૭ ॥ નાભિ ઉદર જુગલ સ્તન જોઈ રે, માળા ચાર ફેરી રહે જન મોહી રે ॥ ૮ ॥ ભુજ જુગલ હરિના સુખકારી રે, માળા ફેરી જાય દાસ બલહારી રે ॥ ૯ ॥ કર આંગળીની માળા દશ કાવે રે, જોતાં ભક્તને આનંદ ઉપજાવે રે ॥ ૧૦ ॥ કંઠ ચિબુકની માળા જુગ ફેરી રે, મુખપંકજ ઉમંગે રહે હેરી રે ॥ ૧૧ ॥ મુખ નાસિકા જુગલ દૃગ હેરે રે, માળા ચાર ચારે અંગ જોઇ ફેરે રે, ॥ ૧૨ ॥ કાને કુંડલ વાલાને જુગ કાવે રે, ફેરી માળા ઉભે દાસ મન ભાવે રે ॥ ૧૩ ॥ જોતાં જુગલ ભ્રકુટી ડરે કાળ રે, પ્રેમે જોઇ દાસ જપે જુગ માળ રે ॥ ૧૪ ॥ ભાલ તિલક સહિત વહાલું લાગે રે, જપે માળા એક દાસ અનુરાગે રે ॥ ૧૫ ॥ માથે પાઘ તોરા સહિત રૂપાળીરે ફેરે માળા જન જુવે વનમાળી રે ॥ ૧૬ ॥ એવી રીતે

થઈ માલિકા પચાસ રે, જપે જન્મ મરણ કરે નાશ રે ॥ ૧૭ ॥ સ્વામિનારાયણ દેવે માળા દીધી રે, પ્રેમે મુક્તાનંદે ઉર ધારી લીધી રે ॥ ૧૮ ॥ પદ ૧ ॥

## પદ રાગ ગરબી.

વંદું સહજાનંદ રસરૂપ, અનુપમ સારને રે લોલ ॥ જેને ભજતાં છૂટે ફંદ, કરે ભવપારને રે લોલ ॥ ૧ ॥ સમરૂં પ્રગટરૂપ સુખધામ, અનુપમ નામને રે લોલ ॥ જેને ભવ બ્રહ્માદિક દેવ, ભજે તજી કામને રે લોલ ॥ ૨ ॥ જે હરિ અક્ષર બ્રહ્મ આધાર, પાર કોઈ નવ લહે રે લોલ ॥ જેને શેષ સહસ્ર મુખ ગાય, નિગમ નેતી કહે રે લોલ ॥ ૩ ॥ વર્ણવું સુંદર રૂપ અનુપ, જુગલ ચરણે નમી રે લોલ ॥ નખશિખ પ્રેમસખીના નાથ રહો ઉરમાં રમી રે લોલ ૪ ॥ પદ ૧ ॥

આવો મારા મોહન મીઠડા લાલ, કે જોઉં તારી મૂર્તિ રે લોલ ॥ જતન કરી રાખું રસીયા રાજ, વિસારૂં નહિ ઉરથી રે લોલ ॥ ૧ ॥ મન મારૂં મોયું મોહનલાલ, પાઘડલીની ભાતમાં રે લોલ ॥ આવો ઓરા છોગલાં ખોસું છેલ, ખાંતીલા જોઉં ખાંતમાં રે

લોલ ॥ ૨ ॥ વાલા તારૂં ઝળકે સુંદર ભાલ, તિલક રૂડાં કર્યાં રે લોલ ॥ વાલા તારા વામ કરણમાં તીલ, તેણે મનડાં હર્યાં રે લોલ ॥ ૩ ॥ વાલા તારી ભ્રકુટીને બાણે શામ, કાળજ મારાં કોરીયાં રે લોલ ॥ નેણે તારે પ્રેમસખીના નાથ કે ચિત્ત મારાં ચોરીયાં રે લોલ ॥ ૪ ॥ પદ ૨ ॥

વાલા મુને વશ કીધી વ્રજરાજ, વાલમ તારા વાલમાં રે લોલ ॥ મન મારૂં તલખે જોવા કાજ, ટીબકડી છે ગાલમાં રે લોલ ॥ ૧ ॥ વાલા તારી નાસિકા નમણી નાથ, અધરબિંબ લાલ છે રે લોલ ॥ છેલા મારા પ્રાણ કરૂં કુરબાન, જોયા જેવી ચાલ છે રે લોલ ॥ ૩ ॥ વાલા તારા દંત દાડમનાં બીજ, ચતુરાઇ ચાવતાં રે લોલ ॥ વાલા મારા પ્રાણ હરો છો નાથ, મીઠું મીઠું ગાવતાં રે લોલ ॥ ૪ ॥ વાલા તારે હસવે હરાણું ચિત્ત, બીજું હવે નવ ગમે રે લોલ ॥ મન મારૂં પ્રેમ-સખીના નાથ, કે તમ કેડે ભમે રે લોલ ॥ ૫ ॥ પદ ૩ ॥

રસીયા જોઇ રૂપાળી કોટ, રૂડી રેખાવળીરે લોલ ॥ વાલા મારૂં મનડું મળવા ચાય, કે જાય ચિતડું ચળી રે લોલ ॥ ૧ ॥ વાલા તારી જમણી ભુજાને પાસ, રૂડા તીલ ચાર છે રે લોલ ॥ વાલા તારા કંઠ વચ્ચે તીલ એક, અનુપમ સાર છે રે લોલ ॥ ૨ ॥ વાલા

તારા ઉરમાં વીનગુણ હાર, જોઈ નેણાં ઠરે રે લોલ ॥ વાલા તે તો જાણે પ્રેમી જન જોઇને નિત ધ્યાન ધરે રે લોલ ॥ ૩ ॥ રસીયા જોઇ તમારૂં રૂપ, રસિક જન ઘેલડા રે લોલ ॥ આવો વાલા પ્રેમસખીના નાથ,સુંદર વર છેલડા રે લોલ ॥ ૪ ॥ પદ ૪ ॥

વાલા તારી ભુજા જુગલ જગદીશ, જોઇને જાઉં વારણે રે લોલ ॥ કરનાં લટકાં કરતા લાલ આવોને મારે બારણે રે લોલ ॥ ૧ ॥ વાલા તારી આંગળીયુંની રેખા, નખમણિ જોઇને રે લોલ ॥ વાલા મારા ચિત્તમાં રાખું ચોરી, કહું નહિ કોઇને રે લોલ ॥ ૨ ॥ વાલા તારા ઉરમાં અનુપમ છાપ, જોવાને જીવ આકળો રે લોલ ॥ વાલા મારે હૈડે હરખ ન માય, જાણું જે હમણાં મળો રે લોલ ॥ ૩ ॥ વાલા તારૂં ઉદર અતિ રસરૂપ, શીતળ સદા નાથજી રે લોલ ॥ આવો વાલા પ્રેમસખીના પ્રાણ, મળું ભરી બાથ જી રે લોલ ॥ ૪ ॥ પદ ૫ ॥

વાલા તારી મૂર્તિ અતિ રસરૂપ, રસિક જોઇને જીવે રે લોલ ॥ વાલા એ રસના ચાખણહાર છાશ તે નવ પીએ રે લોલ ॥ ૧ ॥ વાલા મારે સુખ સંપત તમે શ્યામ, મોહન મન ભાવતા રે લોલ ॥ આવો મારે

મંદિર જીવનપ્રાણ, હસીને બોલાવતા રે લોલ ॥ ૨ ॥ વાલા તારૂં રૂપ અનુપમ ગૌર, મૂર્તિ મનમાં ગમે રે લોલ ॥ વાલા તારૂં જોબન જોવા કાજ, કે ચિત્ત ચરણે નમે રે લોલ ॥ ૩ ॥ આવો મારા રસીયા રાજીવ નેણ, મરમ કરી બોલતા રે લોલ ॥ આવો વાલા પ્રેમસખીના સેણ, મંદિર મારે ડોલતા રે લોલ ૪ ॥ પદ ૬ ॥

વાલા તારૂં રૂપ અનુપમ નાથ, ઉદર શોભા ઘણી રે લોલ ॥ ત્રિવળી જોઉં સુંદર છેલ, આવોને ઓરા અમ ભણી રે લોલ ॥ ૧ ॥ વાલા તારી નાભિ નૌતમ રૂપ, ઉંડી અતિ ગોળ છે રે લોલ ॥ કટિલંક જોઇને જાદવરાય, કે મન રંગચોળ છે રે લોલ ॥ ૨ ॥ વાલા તારી જંઘા જુગલની શોભા, મનમાં જોઈ રહું રે લોલ ॥ વાલા નિત નિરખું પિંડી ને પાની, કોઇને નવ કહું રે લોલ ॥ ૩ ॥ વાલા તારા ચરણ કમળનું ધ્યાન, ધરૂં અતિ હેતમાં રે લોલ ॥ આવો વાલા પ્રેમસખીના નાથ, રાખું મારા ચિત્તમાં રે લોલ ॥ ૪ ॥ પદ ૭ ॥

વાલા તારાં જુગલ ચરણ રસરૂપ, વખાણું વાલમા રે લોલ ॥ વાલા અતિ કોમળ અરૂણ રસાળ, ચોરે ચિત્ત ચાલમાં રે લોલ ॥ ૧ ॥ વાલા તારે જમણે અંગુઠે તીલ, કે નખમાં ચિહ્ન છે રે લોલ ॥ વાલા છેલી

આંગળીએ તિલ એક, જોવાને મન દીન છે રે લોલ ॥ ૨ ॥ વાલા તારા નખની અરૂણતા જોઇને, શશિકળા ક્ષીણ છે રે લોલ ॥ વાલા રસચોર ચકોર જે ભક્ત, જોવાને પરવિણ છે રે લોલ ॥ ૩ ॥ વાલા તારી ઉર્ધ્વ રેખામાં ચિત્ત, રહો કરી વાસને રે લોલ ॥ માગે પ્રેમ-સખી કર જોડી, દેજો દાન દાસને રે લોલ ૪ ॥ પદ ૮ ॥

## રાગ ગરબી.

ગઇતી ગઇતી ભરવા નીર, સૈયરના સંગમાં રે લોલ, રમતા દીઠા શ્યામ સુજાણ, રંગીલો રંગમાં રે લોલ ॥ ૧ ॥ જોયું રસીયાજીનું રૂપ, અલૌકિક આજનું રે લોલ, જાણે શરદ પુનમનો ચંદ, વદન વ્રજરાજનું રે લોલ ॥ ૨ ॥ સન્મુખ આવે ગજગતિ ચાલ, કે અંગ મરોડતા રે લોલ; રસીયો નેણું સાથે નેણ, કે જોરે જોડતા રે લોલ ॥ ૩ ॥ નાખી બ્રહ્માનંદને નાથ, અચા-નક આંખડી રે લોલ; મારા ચિત્તમાં લાગી ચોટ, કે ઘાયલ થઇ પડી રે લોલ ॥ ૪ ॥ પદ ૧ ॥

રૂડી કેસર કેરી આડ, મનોહર ભાલમાં રે લોલ; ચોર્યાં વ્રજનારીનાં ચિત્ત, ચટકતી ચાલમાં રે લોલ ॥ ૧ ॥ શોભે નટવરજીને સંગ, મનોહર મંડળી રે લોલ;

કરે છે જમુના તીરે ખેલ, સખા સરવે મળી રે લોલ ॥ ૨ ॥ હેલી મારાં લોચન પામ્યાં લોભ, કે નીરખી નાથને રે લોલ; કીધાં સુખડામાં ગુલતાન, ગોપીજન સાથને રે લોલ ॥ ૩ ॥ જોતા આડી નજરે જોર, કે કાંઇક કોરાખતાં રે લોલ; શોભે બ્રહ્માનંદ કે ચોટ, નયનની નાખતાં રે લોલ ॥ ૪ ॥ પદ ૨ ॥

હેલી મારે મંદિરીયે મોરાર, પધાર્યા પ્રીત ધરી રે લોલ, રસીયે બોલાવી ગ્રહી બાંય, કે રસની રીતથી રે લોલ ॥ ૧ ॥ સુંદર છોગાં મેલ્યાં શીશ, કલંગી શોભણી રે લોલ; પહેર્યા ફુલડા કેરા હાર, અલૌકિક છબી બની રે લોલ ॥ ૨ ॥ અતિશય આનંદ વાધ્યો અંગ, થઇ રંગ રેલડી રે લોલ; આવી અલબેલાને સાથ, બંધાણી બેલડી રે લોલ ॥ ૩ ॥ સજની આમાસામા આજ, અધર રસ પીધલા રે લોલ; નિરખી બ્રહ્માનંદનો નાથ, કે ઉર પર લીધલા રે લોલ ॥ ૪ ॥ પદ ૩ ॥

હેલી હું તો સંધ્યા ટાણે આજ, ઉભી'તી વર બારણે રે લોલ; રસીયો છેલ છબીલો શ્યામ, કે જોવા કારણે રે લોલ ॥ ૧ ॥ આવે ગાયું કેડે નાથ, અલૌકિક ગાવતા રે લોલ; ઘેરી મોરલડીને સાદ, કે ધેન બોલાવતા રે લોલ ॥ ૨ ॥ પહેરી વનમાળા વ્રજરાજ,

કુંડળીયાં કાનમાં રે લોલ, જોઈ મારૂં મનડું પામ્યું મોહ, સલુણા વાનમાં રે લોલ ॥ ૩ ॥ જાણી મુજને આડી મીટ, કે હેતે હેરતા રે લોલ, ચાલ્યા બ્રહ્માનંદનો નાથ, કમલ કર ફેરતા રે લોલ ॥ ૪ ॥ પદ ૪ ॥

સર્વ હરીજનોએ ધીમેથી સ્વામીનારાયણના નામની ધુન ઉંચે સ્વરેથી અને તાળીઓ પાડીને ૨૦ મીનીટ કરવી.

## રાગ ગરબી.

સજની શ્રીજી મુજને સાંભરિયા રે, હૈડે હરખ રહ્યો ઉભરાય ॥ સજની૦ ॥ નેણે આંસુની ધારા વહે રે, વિરહે મનડું વ્યાકુળ થાય ॥ સજની૦ ૧ ॥ સુંદર મુર્તિ શ્રી મહારાજની રે, સુંદર કમળ સરીખાં નેણ ॥ સજની૦ ॥ સુંદર કરતા લટકાં હાથનાં રે, સુંદર અમૃત સરખાં વેણ ॥ સજની૦ ૨ ॥ શી કહું શોભા અંગો અંગ તણી રે, નીરખી લાજે કોટિક કાળ ॥ ॥ સજની૦ ॥ હસતા હસતા હેત વધારતા રે, એવા સુખનિધિ શ્રીઘનશ્યામ ॥ સજની૦ ૩ ॥ સદા શ્વેતાંબર શ્રીજી ધારતા રે, અંબર જરકશીયા કોઇવાર ॥સજની૦॥ ગુચ્છ કલંગી તોરા ખોસતા રે, ગજરા બાજુ ગુલાબી હાર ॥ સજની૦ ૪ ॥ એ છબી જોવા તલખે આંખડી રે,

મધુરાં વચન સાંભળવા કાન ॥ સજની૰ ॥ એ હરિ મળવાને હૈડું તપે રે, પ્રેમાનંદના જીવનપ્રાણ ॥ સજની૰ ॥ ૫ ॥ પદ ૧ ॥

મનડું મૂર્તિમાં વળગી રહ્યું રે, ચિંતવન કરવા ચિત્ત આતુર ॥ મનડું૰ ॥ તરુણ મનોહર મૂર્તિ નાથની રે, રાજીવ લોચન જોબન પૂર ॥ મનડું૰ ૧ ॥ સોળે ચિહ્‌ન સહિત અતિ શોભતી રે, સુંદર ચરણ કમળની જોડ ॥ મનડું૰ ॥ હળવી રહીને હેતે ચાંપતી રે, ક્યારે હવે પુરશે મનના કોડ ॥ મનડું૰ ૨ ॥ પીંડી જાનુ નિત્યે નીરખતી રે, રૂડા સાથળ ચિહ્‌ન સહિત ॥ મનડું૰ ॥ શ્યામ કટિ જોઇ જાદવરાયની રે, નીત નીત નૌતમ ઉપજે પ્રીત ॥ મનડું૰ ૩ ॥ ઉંડી નાભી કમળ સરીખડી રે, ત્રીવળી નીરખી ઉદરમાંય ॥ મનડું૰ ॥ છાતી ઉપડતી અતિ ઓપતી રે, હવે ક્યારે ભુજ ગ્રહી બાથ ભરાય ॥ મનડું૰ ૪ ॥ મુખની શોભા જોઇ મહારાજની રે, લાજે પંકજ પૂરણ ચંદ ॥ મનડું૰ ॥ નાશા નેણ ભ્રૂહ જોઇ ભાલને, જાય બલહારી પ્રેમાનંદ ॥ મનડું૰ ૫ ॥ પદ ૨ ॥

સજની નિમખ ન વીસરે નાથજી રે, નીત નવા તરુણપણાના ખેલ ॥ સજની૰ ॥ આ ઓસરીએ

આવી બેસતા રે, આ ઢોલીડે નટવર છેલ ॥ સજની૦ ॥ ॥ ૧ ॥ આ તકીયો તે વાંસે મેલતા રે, આ માળા ફેરવતા શ્યામ ॥ સજની૦ ॥ ગાતા ગોઠીડાના સાથમાં રે, ઘેરે સાદે પૂરણ કામ ॥ સજની૦ ૨ ॥ આ મોજડીયું વાલો પેરતા રે, આ છડી લેતા કર વર માંય ॥ સજની૦ ॥ આ પાદુકા પહેરી આવતા રે, મારે મંદિર મુનિના રાય ॥ સજની૦ ૩ ॥ આ ફળીયામાં ઘોડી ફેરવતા રે, માણકી મતવાલી મહારાજ ॥સજની૦॥ સંતની સભા કરી આંહી બેસતા રે, શ્રી હરિ સુરનર મુનિ શિરતાજ ॥ સજની૦ ૪ ॥ કીર્તન મુનિ વરને ગવરાવતા રે, ભેળા ગાતા શ્રી બ્રજચંદ ॥ સજની૦ ॥ એવા ધર્મકુંવર હરિ ઉપરે રે, તન મન વારી પ્રેમાનંદ ॥ સજની૦ ૫ ॥ પદ ૩ ॥

લટકાં લટકાળા ઘનશ્યામનાં રે, ખટકે ઉંડાં અંતર માંય ॥ લટકાં૦ ॥ પ્રીત કરી મુજને બોલાવતા રે, તે સંભારી બહુ દુઃખ થાય ॥ લટકાં૦ ૧ ॥ આ સજ્યા તે શ્રી મહારાજની રે, આ બાજોઠે બેસતા લાલ ॥ ॥ લટકાં૦ ॥ આ ઠેકાણે નાતા નટવરજી રે, લૂતા અંગ કર લઇ રૂમાલ ॥ લટકાં૦ ૨ ॥ આ ઠેકાણે જમવા બેસતા રે, જમતા વિધ વિધનાં પકવાન્ન ॥ લટકાં૦ ॥

સુંદર શાક કરી વંતાકનાં રે, જમીને દેતા પ્રસાદી કાન ॥ લટકાં૦ ૩ ॥ આ ખળખળીએ નાતા નાથજી રે, નાહીને હરિ જન મુનિ લઇ સાથ ॥ લટકાં૦ ॥ આવતા માણેકચોકમાં મલપતા રે, પુરજન થાતાં જોઇ સનાથ ॥ લટકાં૦ ૪ ॥ વાલો બેસતા જઈ ફુલબાગમાં રે, પેરતા ગજરા ગુલાબી હાર ॥ લટકાં૦ ॥ જેમ જેમ સાંભરે તેમ થાય વેદના રે, પ્રેમાનંદના પ્રાણ આધાર ॥ લટકાં૦ ૫ ॥ પદ ૪ ॥

## રાગ ગરબી.

શોભા શી કહુંરે રૂડી, વરણુન કરતાં જાય ચીત બુડી;
હરિવર જોયારે રંગમાં, મોહી હુંતો રસીયાજીના અંગમાં. ૧
ઉદર અનુપમરે નીરખી, ઉપમા પીપળ પાનના સરખી;
ત્રીવળી સુંદરરે શોભે, જોઇ જોઇ ચિતડાં મારાં લોભે. ૨
નાભિ ઉંડીરે રૂપાળી, બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી;
કટિલંક જોઇનેરે મનમાં, મૃગપતિ લાજી રહ્યો મહાવનમાં. ૩
હરિએ ઉપવીતરે ધારી, મુનિના મનને આનંદકારી;
નીરખી આનંદરે પામી, આવા રૂડા પ્રેમસખીના સ્વામી. ૪ પદ ૧
હરિને નીરખ્યારે નેણે, વહાલાને વરણવું સુંદર વેણે;
શ્યામ શરીરેરે શોભે, અજાન બાહુ ચિતડાં લોભે. ૧
મુરતી ઉંચીરે વખાણું, સવાચોસઠ તસુ પરમાણું;
સુંદર શોભેરે શરીરે, પીત પટ પહેર્યાં છે બલવીરે. ૨
ઘેરે સાદેરે ગાજે, સાંભળી મેઘનગારાં લાજે;
હસતા આવેરે પાસે, કેસર સરખો સુગંધ શ્વાસે. ૩

કૌતુહલનારે ભરિયા, જોગકળાના પૂરણ દરીયા;
બ્રહ્મવિદ્યાનારે સ્વામી, આવા રૂડા પ્રેમસખી વર પામી. ૪ પદ ૨

રંગનો ભીનોરે જોઈ, હરિના જુગલ ચરણપર મોહી;
સાથળ રૂડારે કેવા, નીરખી મનમાં રાખ્યા જેવા. ૧

ગોળ છે જાડારે સ્વરૂપે, ઉપમા કદળી થંભની ઓપે;
શોભિત શોભારે ધામ, વ્રજવનિતાના પૂરણ કામ. ૨

સુંદર શોભેરે જાનુ, નીરખી ધન્ય ભાગ્ય કરી માનું;
જંઘા જુગલનેરે નીરખી, ચંદન ચરચી મનમાં હરખી. ૩

ઘુંટી અનુપમરે પાની, નીરખી મનમાં રાખું છાની;
એ પદ ઉરમાંરે ધારી, પૂજી પ્રેમસખી બલિહારી. ૪ પદ ૩

ચરણ હરિનાંરે શોભે, જોઇ જોઇ મુનિ મન મધુકર લોભે;
છબી અલૌકિકરે ન્યારી, સોળે ચિહ્ન તણી બલિહારી. ૧

મચ્છ તે મહાસુખરે આપે, ત્રિકોણ ગૌપદ દુખડાં કાપે;
કલશ ધનુષનેરે ધારે, વ્યોમ તે તાપ હયાના ઠારે. ૨

અર્ધ ચંદ્ર ઉગ્યોરે ભારી, સ્વસ્તી અષ્ટકોણ મંગલકારી;
જવને જાંબુરે વિરાજે, વજ્ર ધ્વજ અંકુશ અતિ છાજે. ૩

અંબુજ શોભારે સારી, લાગે ઉર્ધ્વ રેખા અતિ પ્યારી;
શુક જેવા જોગીરે વિચારે, નિત્ય ઉઠી પ્રેમસખી ઉર ધારે. ૪ પદ ૪

એ ચરણનારે ભોગી, શિવ સનકાદિક શુક જેવા જોગી;
મનમાં વિચારેરે પ્રીતે, તેણે કરી કામાદિક રીપુ જીતે. ૧
ધ્યાનમાં નખમણિરે દેખે, ઝીણી આંગળિયુંની રેખે;
જોઇ ચિહ્ન જમણેરે અંગુઠે, બીજે નવ રાચે ભામે જુઠે. ૨

ઋષિગણ પૂજેરે આનંદે, ભવ બ્રહ્માદિક નિત્ય ઉઠી વંદે;
શેષ સંભારેરે મનમાં, પૂજે ગોવાળ વૃંદાવનમાં. ૩

કુચને કુમકુમરે સમારી, ઉરપર રાખે વ્રજની નારી;
ઉપનિષદનોરે સાર, પ્રેમસખી કરી રાખે ઉર હાર. ૪ પદ ૫

સુંદર શોભેરે રસીયો, વહાલો મારા હૃદયકમળમાં વસીયો;
રૂપ અલૌકિકરે જોઇ, ઉપમા તોલે નાવે કોઇ. ૧

નિત ઉઠી નારદરે ગાવે, શેષ સહસ્ર મુખ પાર ન પાવે;
શ્રી નારાયણરે સ્વામી, હુંતો એ જોઇને આનંદ પામી. ૨

નખશીખ શોભારે વખાણી, સુફળ કરૂંછું મારી વાણી;
અંગોઅંગનેરે ગાવું, હવે હું પાછી ભવમાં નાવું. ૩

હવે હુંતો થઇછુંરે માતી, હરિના ગુણસાગરમાં ન્હાતી;
વહાલે મને ઝાલીરે હાથે, રસીએ પ્રેમસખીને નાથે. ૪ પદ ૬

# એકાદશીમાહાત્મ્ય.

દશમને દિવસે સૂર્ય આથમ્યા પછી ઉંચે આસને બેસીને સર્વ વિધિના જાણનાર પ્રસન્ન મુખવાળા સહજાનંદ સ્વામીએ પોતાના હરિભક્તોને કહ્યું કેઃ—

સર્વ સાધુઓ, હરિભક્તો તથા બાઇઓ! મારાં વચનો સાંભળો હું તમારા સર્વનો ગુરુ છું માટે તમારા હિતની વાત કરૂં છું; જે— આવતી કાલે પ્રબોધની એકાદશી છે માટે અમારા સર્વ આશ્રિતોએ એકાદશીનું વ્રત કરવું, કેમકે પુરુષોત્તમ જે શ્રીકૃષ્ણ તે અમારા ઇષ્ટ-દેવ છે અને એકાદશી એ તેમનું વ્રત છે માટે સૌએ તે વ્રત જતન કરીને કરવું; જે મૂર્ખ માણસ એકાદશીનો ઉપવાસ ન કરે તે રૌરવ નામના અંધારા નરકકુંડમાં પડે છે; અને બ્રહ્મહત્યાદિક સર્વ પાપો એકાદશીને દિવસે અન્ન ભેગાં રહે છે, તેથી એ બધાં પાપો એકાદ-શીને દિવસે અન્ન ખાનાર માણસને વળગે છે. તેમજ માબાપ અને ગુરુની હત્યાનું પાપ પણ લાગે છે, દર મહિને બે એકાદશી આવે છે તે દિવસોમાં જે અન્ન ખાય તેને દરેક કોળીયે આખી પૃથ્વીનું પાપ લાગે છે; અને બ્રહ્મહત્યાદિક સર્વ પાપના નિવારણનો ઉપાય ડાહ્યાપુરુષોએ શાસ્ત્રમાં કહ્યો છે પણ એકાદશીને દિવસે અન્ન ખાનાર

મનુષ્યના પાપનું નિવારણ નથી કર્યું; વળી આ લોકમાં જે મનુષ્ય દારૂ પીએ તે પીનારો એકલો નરકમાં પડે છે પણ એકાદશીના દિવસે અન્ન ખાનાર મનુષ્ય તેના પિતૃ સહિત નરકમાં પડે છે; માટે ભગવાનનાં ભક્ત જે પુરુષ તથા સ્ત્રીઓ તે સઘળાંએ બધી એકાદશીઓ કરવી અને તેમાં અંધારીઆ અજવાળીઆની એકાદશીઓ સરખી છે કોઇ અધિક ન્યૂન નથી.

આઠ વર્ષથી ઉપર અને એંશી વર્ષની અંદરની ઉમ્મરનાં સર્વ મનુષ્યોએ બંને પખવાડીઆની એકાદશીઓ કરવી; તે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસી સાએ તથા સૌ સ્ત્રીઓએ એકાદશીનું વ્રત કરવું, અને વિધવા સ્ત્રી જો એકાદશીને દિવસે અન્ન ખાય તો તેનું સઘળું પુણ્ય નાશ થઇ જાય છે તથા તેને દિવસ દિવસ પ્રત્યે બ્રહ્મહત્યાનું પાપ લાગે છે; એકાદશીને દિવસે દરેક મનુષ્યે ઇંદ્રિયોને નિયમમાં રાખી ઉપવાસ કરીને મધુસૂદન એવા ભગવાનની પૂજા કરવી; અને ભગવાનની કથા કરતાં સાંભળતાં રાત્રિએ જાગરણ કરવું, જેમ શરદ ઋતુ જળના મેલનો નાશ કરે છે તેમ ઉપર પ્રમાણે વ્રત કરનાર મનુષ્ય સર્વ પાપનો નાશ કરી નાખે છે; અને એકાદશીના વ્રત રૂપી અગ્નિએ કરીને સો જન્મનાં કરેલાં પાપો બળીને ભસ્મ થઇ જાય છે, એકાદશીનું વ્રત જેવું પાપને નાશ કરનાર છે તેવું બીજું મનુષ્યના પાપને ટાળનાર કોઇ નથી; એકાદશીનું શુભ વ્રત મનુષ્ય ન કરે ત્યાં સુધીજ તેના દેહમાં પાપ રહે છે પણ વ્રત કર્યા પછી રહેતું નથી; ચંદ્ર અને સૂર્યના ગ્રહણ વખતે કુરૂક્ષેત્રમાં ગૌદાનનું જેટલું પુણ્ય થાય છે તેટલું એકાદશીના એક ઉપવાસથી થાય છે; અને એકલાખ ધન સ્ત્રીના ત્યાગી સાઠ હજાર વર્ષ સુધી ઘેર જમે તેના જેટલું પુણ્ય પોતાના ધર્મમાં દૃઢ નિષ્ઠાવાળા ભગવાનના આશ્રિત મનુષ્યને એક એકાદશીના વ્રતથી થાય છે; અને હજાર અશ્વમેધ યજ્ઞનું અને સો રાજસૂય યજ્ઞનું પુણ્ય એક એકાદશીના પુણ્યના સોળમા ભાગની બરાબર પણ થતું નથી; અને

અગિયાર ઇંદ્રિયોથી પૂર્વે કરેલાં સર્વ પાપો એકાદશીના ઉપવાસથી નાશ પામે છે; અને એકાદશી જેવું પાપને નાશ કરનાર બીજું કોઈ નથી, કેમકે રીસાઇને કરેલી એકાદશી પણ જમપુરી દેખવા દેતી નથી; વળી એ એકાદશી સ્વર્ગ આપે છે, મોક્ષ આપે છે, શરીરના રોગનો નાશ કરે છે તથા પુત્ર, સ્ત્રી અને રાજ્ય એ સઘળું આપે એવી છે; અને એકાદશી સમાન ગંગા નથી, ગયા નથી, કાશી નથી, પુષ્કર નથી, કુરુક્ષેત્ર નથી, રેવા નથી, યમુના નથી તથા ચંદ્રભાગા પણ નથી થાતી કારણકે એકાદશીનું વ્રત કરનાર મનુષ્ય શ્રમ કર્યાવિના પરમ મોક્ષ પામે છે: અને રાત્રિના જાગરણ સાથે એકાદશીનો ઉપવાસ કરીને પાપરહિત થયેલો મનુષ્ય ભગવાનના ધામને પામે છે, વળી તે મનુષ્ય માતાની, પિતાની, સ્ત્રીની અને પોતાની દસદસ પેઢીઓ મળી ચાળીશ પેઢીઓનો મોક્ષ કરે છે; અને એકાદશી કલ્પવૃક્ષ તથા ચિંતામણિની પેઠે મનુષ્યના મનોરથ પૂરનારી છે, તેથી તે વ્રત વડે મનુષ્ય પૂર્ણકામ થાય છે; અને એકાદશીનું વ્રત કરનારા ઉત્તમ મનુષ્ય ચતુર્ભુજ થઈ, ગરૂડપર બેસી, કંઠમાં માળાઓ ધારણ કરી અને પીળાં પીતાંબર પહેરીને ભગવાનના ધામને પામે છે અને ફરીને સંસારને પામતા નથી.

આ પૃથ્વીને વિષે સઘળાં પાપરૂપી કાષ્ટને બાળી નાખનાર અગ્નિ સરખો આ એકાદશીનો મહિમા મેં તમને કહ્યો. હે ભક્તજનો નાનાં મોટાં પાપોને બાળી દેનારૂં આ એકાદશી વ્રતનું મેં માહાત્મ્ય કહ્યું તે અંતરમાં ધારીને સૌએ પોતાના હિત અર્થે એકાદશીનું વ્રત કરવું; અને બધી એકાદશીઓનો ઉપવાસ કરવામાં અસમર્થ મનુષ્ય હોય તે ફલાહાર અથવા ચારઘડી દિવસ રહે ત્યારે ભોજન કરે અથવા મધ્યાહ્નને હવિષ્યાન્ન ભોજન કરે અને એમ કરવા અસમર્થ હોય તે મધ્યાહ્નને અન્ન જમે એ રીતે ગુણ પક્ષે કરીને પણ વ્રત કરવું.

( સમાપ્ત )

